# પ્રભુપ્રાર્થના.

સ્વર્ગવાસી પ્રસિદ્ધ બાબુ કેશવચંદ્રસેને રચેલી.

ગૂજરાતીમાં ભાષાંતર કરનાર

## વિનાયક અનંતરાય મેઢ.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया ॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्ति स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥

॥ श्रीभगवद्गीता ॥

આ ભાષાંતર સને ૧૮૬૭ ના ૨૫ મા આક્ટપ્રમાણે નોધાવ્યું છે.

મુંબઈ,

"નિર્ણય-સાગર" પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૮૫.



કીમત ૧૦ આના.

# PREFACE.

To attempt to write the life and doings of the late Reverend Babu Keshub Chunder Sen, in a small book like this, is useless, and at the same time presumptuous, on the part of one, of my learning and abilities. That subject I must leave to far abler hands, resting content with the work I have undertaken at present.

2. The public would naturally ask, what necessitated the publication of such a book, and what must be my aims and ends? The following lines, I am inclined to believe, will offer a probable and at the same time a correct solution of their enquiries.

3. For more than three years past my attention has been seriously drawn to the fact of our countrymen's religious indifferentism in various forms of existing atheism and infidelity. I saw many groping in the dark as far as religion went. I found them in a miserable state of religious poverty. In order to meet their wants, I thought to write at first simple prayers for their use, but subsequently, the fact of my imperfect education and little knowledge came in my way, and led me to suppose that the generality at large would have but very little faith in my wisdom. While I was in this mood of mind, a friend put into my hands a copy of the prayers composed by the Rev. Babu. On carefully reading it, I was at once determined to translate it because of its serving double purposes, (1) that I would be able to fulfil the requirements of the present generation and (2), that my countrymen will have the idea of what religious enthusiasm prevails on the other side of this vast Peninsula.

4. If Gujarati literature has, comparatively speaking, done little in this age of civilization towards the enlightenment of mind, it has done still less towards that of soul. The only book, aiming at such a religious culture and answering to the wants of a liberal-minded devotee, is the one published by Rao Bahadur Bholanath Sarabhai, the worthy President of the Ahmedabad Prarthana Samaj. The backwardness in such an extremely important subject, is due, in my humble opinion, to the utter ignorance of parents in matters of religion and hence the indifference with which they bring up children at least in this respect. That my Aryan brothers and sisters may derive some profit by reading carefully and digesting in their minds the contents of the following few pages, and may learn to impart a part of their knowledge to their little darlings by way of initiation, is the prime object of my translating these prayers.

5. This book, I fear, will not please the majority of readers. The reason why it will not suit the taste of my orthodox brothers is quite obvious. But to some of my Samajic brothers also, the book will be of little interest, merely because, it treats of some of those points which differ a little from the established tenets held by them. Whether the change which the late Babu made in his opinions in the latter days of his life, was for the best or the worst, I have neither the inclination nor intention to pronounce my opinion upon. But what I have to say here, is, that it is a matter of great sorrow that we Samajic brothers, should hold one of the greatest leaders of our church in everlasting contempt and ridicule merely on account of such a trivial change in his opinions and thus retard the progress in the cause which we are bound most solemnly to advance. This reminds me of the truth of words uttered by one of the best orators in one of his ablest sermons that " so long as we have not got the charity of St. Paul, we must hope to see our cause not only not furthered " but impaired." If Samajic brothers will think a little calmly over the truth of these words, I have full hopes that they will at once give up the evil element of their nature and learn to give to the Revd. Babu the respect which he is entitled to.

6. To translate effectually the rich expressions, and to preserve at the same time the beauty of the noble sentiments of Keshub Chunder Sen's prayers is not an easy task for a person of my abilities. Here and there I have met with words and phrases which I have found very difficult to translate correctly. In translating the book I have constantly kept in view this aim, viz, to bring out the original beauty; but wherever I have found it impossible I have merely given a literal translation of the words or phrases in the original text.

7. I have to principally thank Babu Karuna Chunder Sen for the cordial manner in which he has accorded the right of translating the work of his illustrious father. Besides my warm acknowledgments are due to Mr. Balwantram Mahadevram Mehta who has advised and assisted me in the course of translation.

8. With these prefatory remarks I put my book before the public with the sanguine hopes that they will look to the errors and inaccuracies with an indulgent eye. I trust that my Aryan brothers and sisters will make an adequate use of this book and turn it to a good account. If the aim with which I have translated these prayers will, even in the least degree, be accomplished by this little book, I shall consider myself amply repaid for my labors.

*20th September 1885.*

VINAYEK ANANTRAI MEHD.

# પ્રસ્તાવના.

સ્વર્ગવાસી પ્રસિદ્ધ બાબુ કેશવચંદ્રસેનનું આવા લઘુ પુસ્તકમાં જીવનચરિત્ર લખવું એ કશા ઉપયોગનું નથી તેમજ વળી મારા જેટલા જ્ઞાન અને શક્તિવાળાએ તે કામ પોતાને માથે લેવું એ જરા અહંકારદર્શક છે. આ કર્મ હું વિશેષ જ્ઞાનિયોને સોંપી મારા વિષયના સંબંધમાંજ લખવું દુરસ્ત ધારૂંછું.

વાંચનાર સહજ પ્રશ્ન કરશે કે આવા પુસ્તકની આવશ્યકતા શું અને તે છપાવીને પ્રસિદ્ધ કરવામાં મારો હેતુ શો હશે ? મને લાગેછે કે નીચેની ટૂંક બીનાથી તેઓને પોતાની જિજ્ઞાસાનો ઘટિત ખુલાસો મળશે.

આજ ત્રણ કરતાં વધારે વર્ષથી આપણા આર્યબંધુની ધર્મવિમુખતા, તેઓના વિવિધ પ્રકારના નાસ્તિક મતો અને ઈશ્વર ઉપર અવિશ્વાસ મારી દૃષ્ટિએ પડવા લાગ્યાં. ધર્મ વિષયોમાં તેમને અંધારામાં ભટકીઆં મારતા દીઠા અને તેઓનું ધર્મસંબધી દારિદ્ર નજરે આવવા માંડયું. તેઓની ખોટો પૂરી પાડવા સારૂ પ્રથમ મેં સહેલી પ્રાર્થનાઓ લખવાનો વિચાર કર્યો, પરંતુ મારા અપૂર્ણ જ્ઞાન અને કાચી બુદ્ધિને લીધે લોકોને મારા લખાણમાં કંઈ શ્રદ્ધા રહેશે નહિ એવો વિચાર આવવાથી મેં તે વાત પડતી મૂકી. આવી રીતે મારૂં મન તેના તેજ સંબંધમાં ગુંચાયેલું રહેતું તેવામાં એક મિત્રે મને માનવંતા બાબુ કેશવચંદ્રસેનની "ઇંગ્રેજી પ્રાર્થના" વાંચવા આપી. મેં એકવાર ધ્યાન રાખીને વાંચી જોઈ એટલે તરતજ એનું ભાષાન્તર કરવાનું મારા મનમાં આવ્યું. મને એમ લાગ્યું કે એમ કરવાથી મારા બંધુઓની તંગીઓ કેટલેક દરજ્જે પૂરી પડશે અને તેમને આર્ય ભૂમિના બીજા ભાગોમાં ધર્મોત્સાહ કેટલો પ્રસરી રહ્યોછે તેનો વિચાર આવશે.

આજ સુધરતા જમાનામાં મનના સુધારાવાસ્તે ગૂજરાતી ભાષામાં ઘણુંજ થોડું લખાયેલું જોવામાં આવ્યુંછે; તેમાં વળી આત્માના કલ્યાણાર્થે તો તેથી પણ થોડું હશે. હાલના કાળને અનુસરતા ધર્મજ્ઞાનને સારૂ ફક્ત ગુજરાતી ભાષામાં અમદાવાદ પ્રાર્થનાસમાજના પ્રસિદ્ધ પ્રમુખ રાવ બહાદુર ભોળાનાથ સારાભાઈકૃત પ્રાર્થનામાળા સિવાય બીજું કોઈ પુસ્તક નથી. આવી રીતે ધર્મજ્ઞાનમાં આપણા લોકો પાછળ કયમ પડયા તેનો તપાસ કરીએ છીએ તો સ્પષ્ટ જણાયછે કે આપણાં માતાપિતા આપણને તે વિષે પૂરી માહિતી આપતાં નથી અને અંધારામાં રાખેછે. મારા આર્ય બંધુઓ તથા ભગિનીઓ આ પુસ્તકમાં લખ્યા પ્રમાણે પોતે ચાલી પોતાનાં છોકરાંને તે પ્રમાણે ચલા-

વર્ત્તામાં જરા પણ પ્રયત્ન કરશે તો આ પુસ્તક લખવાનો મારો જે મહાનુદ્દેશ, તે ફળીભૂત થયો એમ માનીશ.

આ પુસ્તક ઘણાખરા વાંચનારને અરસિક લાગશે એમ મને ભય રહેછે. વહેમી લોકોને તેમ થવાનું કારણ સ્પષ્ટ રીતે જણાય એવું છે, પરંતુ પોતાના કરેલા નિયમો કરતાં સહજસાજ ભિન્નભાવને લીધે, મારા સામાજિક બંધુઓને પણ તે નહિ ગમે એમ હું ધારૂં છું. પ્રખ્યાત બાબુએ પોતાની ઉત્તરાવસ્થામાં પોતાના વિચાર તથા રહેણીમાં જે કંઇ ફેરફાર કર્યો તે સારા અગર ખોટાને સારૂ કર્યો તે બાબત હું બોલવું દુરસ્ત ધારતો નથી; પરંતુ આવી અલ્પ વિરૂદ્ધતાને માટે આપણે તેમનો હમેશને સારૂ ધિક્કાર અને અનાદર કરવો એ જરા શોકજનક છે. આમ થવાથી જે ધર્મનો ફેલાવો કરવાની આપણી વૃત્તિ છે તેને મોટો ધોકો પહોંચશે. એક પ્રસિદ્ધ વક્તાએ પોતાના ઉત્તમ ધર્મવિવેચનમાં એવું કહ્યું હતું કે "જ્યાંસૂધી આપણામાં સૅટપાલની ( charity ) સહ- "નતા આવી નથી ત્યાંસૂધી આપણા કાર્યની વૃદ્ધિ થતી ન સમજવી એટલુંજ નહિ, પણ ક્ષય "થતો જાણવો." જો મારા સામાજિક બંધુઓ ઉપરનાં વચનો શાંતપણેથી વિચારી જોશે તો તે શબ્દોની સત્યતા વિષે ખાત્રી થશે અને તેમના સ્વભાવમાં જે અનિષ્ટ ભાગ હશે તેનો ત્યાગ કરી બાબુ કેશવને યોગ્ય માન આપવા ચૂકશે નહિ.

નામાંકિત બાબુનાં કીમતી વાક્યોનું અસરકારક રીતે ભાષાન્તર કરવું, તેની સાથે એમના ઉમદા વિચારનું યથાર્થ વિવેચન કરવું, એ બન્ને કર્મ મારા જેટલી અલ્પ મતિના મનુષ્યને સ્વાભાવિક રીતે અઘરાં હતાં. વારંવાર મને ઘણી અડચણ પડતી. અસલની ખૂબી આણવાને બનતો પ્રયાસ મેં કર્યોછે, પરંતુ જ્યાં એમ બની શકયું નથી ત્યાં આગળ અસલનું શબ્દાર્થ ભાષાન્તર કરી મૂકયું છે.

પોતાના પૂજનિક પિતાની અમૂલ્ય પ્રાર્થનાનું ગૂજરાતીમાં ભાષાન્તર કરવાને બાબુ કરૂણાચંદ્રસેને મને જે હક્ક આપ્યોછે તે માટે હું તેમનો ઘણો આભારી થયો છું. રા. બળવંતરામ મહાદેવરામ મહેતાએ ભાષાન્તર કરતી વેળા, તેમજ તે પછી, મને ઉમદા સલાહ અને ભારે મદદ કરીછે તેને માટે તેમનો જાહેરાંત પાડ માનુંછું.

મને સંપૂર્ણ આશા છે કે વાંચનાર જે ભૂલો તથા ખોડખાંપણ હશે તે વાસ્તે દર ગુજર કરશે અને આ પુસ્તકનો યથોચિત ઉપયોગ કરશે. જે હેતુથી મેં આ ભાષાન્તર કર્યુંછે તે જરાપણ રીતે અમલમાં અણાતો જોઇશ તો મારા શ્રમનો બદલો મને સંપૂર્ણ રીતે મળ્યો એમ માનીશ.

વિનાયક અનંતરાય મેહ.

# प्रार्थना.

## ॐ तत् सत् परमात्मने नमः ॥

### आर्योनो परमेश्वर.

હે હિમાલયના દેવ, અમારા પૂર્વજોને યોગ તથા ઈશ્વરી પ્રેરણા આપનાર તુંજ હતો; હાલના આર્ય લોકોને તેવી પ્રેરણા નહિ કરે? તેઓને તે મહાત્મા પુરૂષોના પવિત્ર પદને નહિ પહોચાડે? આ પર્વતોને ફરીથી બોલવા દે, અને તારા મુખની કાંતિનો જળમાં, અગ્નિમાં, આકાશમાં, પૃથ્વીમાં, સર્વ વસ્તુઓમાં પ્રકાશ કર, ને જેમને આંખ છે તેમને જોવા દે. ને કાન છે તેમને સાંભળવા દે; અને અમારા વડીલોની અતિશય શ્રદ્ધા. જેણે તને દરેક વસ્તુમાં દીઠેલો. ને દરેક ધ્વનિમાં સાંભળેલો, તેનું અમારી પડતી સ્થિતિમાં આવી પડેલી પ્રજામાં પુનર્જીવન કર. અને આર્ય જનોના ઇષ્ટ દેવ. તારા નામની ખાતર તારા માનીતા લોકની ઉન્નતિ કર ને તેમના આત્માને પવિત્ર કર.

### शुं एशियानो देव ते वळी युरोपनो देव नहि?

હે પ્રભુ, તું શું એકલા એશિયાનોજ દેવ છે? ના, તું યુરોપનો પણ છે. તેટલા માટે બન્નેને એકત્ર થઈને તારા ગુણ ગાવા દે અને તારી સ્તુતિ કરવા દે. બન્નેની વચ્ચે કજીઓ તથા કંકાસ શા સારૂ જોઈએ? હે પિતા તારા મંદિરમાં આવો અયુક્ત કલહ કેવો? શું ભાઈઓએ લડવું ને બેહેનોએ પરસ્પર ક્રોધયુક્ત ભાષણ કરવું? સલાહ શાંતિએ અમારા ઘરનો ત્યાગ કર્યો છે, અને આનંદ તો અમારામાં બિલકુલ છેજ નહિ. જે પહેલાં જરા જરા બળતું હતું તેનો એકદમ મોટો ભડકો થઈ ગયો, અને હાલમાં તે આ ભૂમિ ઉપર ભયંકર દાવાનલની માફક પ્રસરી રહ્યો છે, ને જેટલી સારી ને સુંદર વસ્તુઓ છે તેનો નાશ કરશે એવી ધાસ્તી પેદા કરનાર થઈ પડ્યો છે. હે કૃપાળુ, તું અમારી વ્હારે ધા, ને અમારા કજીઆનો અંત આણ. અમે સર્વે તારાં બાળક છીએ, અને તું એક સર્વનો પિતા છે, એમ માનીને એકબીજાને ચહાઈએ અને માન આપીએ એમ કર. હે પવિત્રાત્મા, તારાં ઈશ્વરી કૃપાનાં (પાણીનાં) ઝાપટાંથી અમારા જે ક્રોધ, દ્વેષ, વૈરભાવ, અને જાતિ દોષ છે તે છાંટીને શાંત કર, અને અમે હળીમળીને ચાલીએ અને પરસ્પર ભ્રાતૃભાવ રાખીએ એવી અમને મતિ આપ.

### ईश्वरउपर श्रद्धा राखवाथी पेदा थतो आनंद.

હે પ્રભુ, મને તેં સત્ય આપ્યુંછે એ મારી મોટામાં મોટી ખુશી છે. તેજ સત્યને લીધે હું દરેક પાપથી, ભૂલથી અને દુનિયાદારીની પીડાથી મુક્ત થઈશ. મેં સત્યના દ-

કરી શોધી કાઢીછે, ને મને મુક્તિદાતા પ્રભુ જોવાથી ઘણો આનંદ થયોછે. જે મનુષ્યોના વિચાર ચલિત છે અને અનિશ્ચિત્તપણાના દરિયામાં પડ્યાછે, જેઓ સવારમાં તારા (અસ્તિત્વ વગેરે) વિષે વહેમ ખાયછે, ને સાંજે નાસ્તિક બની જાયછે, ને રાત્રિયે સ્વપ્ન અને ભુલાવાની પથારીઉપર પછાડા મારેછે, તેઓની સ્થિતિ ખરેખર ઘણી ખેદકારક છે. હે પ્રભુ, તેં મારા બધા શક દૂર કર્યા તેથી તારો પાડ માનુંછું. તારા શુભ આદેશનો પ્રકાશ તેં મારામાં પ્રગટ કર્યો છે, ને તેની મને પુષ્કળ ખાત્રી કરી આપીછે. ધન્ય છે પ્રભુ, કે મેં તારૂં પ્રત્યક્ષ સ્વરૂપ જોયું અને તારા ડહાપણ ભરેલા શબ્દો સાંભળ્યા. પાપી છતાં પણ, હે ઈશ્વર, તારા આદેશપ્રતિ મારી શ્રદ્ધા શંકા વિનાની અને વાદળાં રહિત સૂર્યના પ્રકાશ જેવી છે. હું મારી શ્રદ્ધામાં કેવો ભાગ્યશાળી છું તે તું સારી પેઠે જાણેછે. હવે હું તેના સ્વીકારૂં અને જૂઠો થાઉં? પરમેશ્વર, તેથી મને દૂર રાખ. હે મારા હૃદયાનંદ, મને વધારે શ્રદ્ધા આપ ને પ્રભુમાં વિશ્વાસ રાખવાથી પેદા થતા આનંદમાં પ્રતિદિન વધારો કર.

સ્વર્ગના બાગમાં મેં એક મધુર ને ઘણા ખૂબસુરત ગુલાબના ફૂલનું સંરક્ષણ કર્યુંછે. ગાનારાં ને આંખને આનંદદાયક પક્ષીઓમાંથી મેં એક રસિક ગાનારૂં ને દેખાવડું પક્ષી પસંદ કર્યુંછે. કીમતી હીરા મોતીમાંથી મેં અમૂલ્ય ખોળી કાઢયાં છે ને તેની માળા બનાવીને પહેરૂંછું. જે મેં દોસ્ત પસંદ કર્યો છે તે આ દુનિયામાં તેમજ પરદુનિયામાં શ્રેષ્ઠ ને સાચામાં સાચો છે. મારો આનંદ આ લોક તથા પરલોકના આનંદથી ચઢીઆતો છે. હે પ્રભુ, હું કેવો ભાગ્યશાળી! તારો સેવક ધનાઢયોમાં ધનાઢય ને સુખિયામાં સુખિયો. અરે દૈવી ગુલાબના ફૂલ, તારી અમૃતવાસના મને આપ; સ્વર્ગના વ્હાલા પક્ષિ, તારાં આલ્હાદજનક ગીતો ગા; કીમતી માળા તારા તેજનો પ્રકાશ કર, ને મારી ડોક શોભાવ. મિત્ર, મને ધીરજ આપ, ને મારી પાસે ઊભો રહે. અરે મારા જીવાનંદ મારે બીજું કશુંએ નથી જોઇતું. ધન્ય છે, હે પ્રભુ ધન્ય છે તને!! સર્વદા ધન્યવાદ હો. તથાસ્તુ.

## अस्खलितमति—मार्गदर्शक प्रभु.

હે પ્રભુ, તારા શાંત અને ઝીણા સ્વરનું ગૂઢ શ્રવણ કરવું એજ મારી સુખકારક સત્તા ને એજ મારો અવર્ણનીય હર્ષ છે. મનુષ્ય પ્રાણીને પોતાનો માર્ગોપદેશક કરી માનવો, અને જુદા જુદા પંથનાં, પુસ્તકોનાં અને માનુષી ગુરૂઓનાં અનિયંત્રિત અને બીનજવાબદારી વચનોમાં વિશ્વાસ રાખવો એ કેવું ભૂલ ભરેલું તથા હાનિકારક છે! જો. મારી આસપાસ વસનારા લોક મને તારી માફક ચહાતા નથી. મારા આત્માના કલ્યાણાર્થે તારાજેવી તેમને ફીકર અને કાળજી નથી. આટલાજ માટે અન્ય ગુરૂઓના કરતાં મેં તને હમેશા પસંદ કર્યો છે. હું તારા ઉપર વિશ્વાસ રાખી શકું છું, મને તારી પ્રીતિ અને ડહાપણમાં સંપૂર્ણ ભરોંસો છે, તું હમેશા મારી પાસે છે અને મને શીખવવાને અને સવાલના જવાબ દેવાને તું સદા તત્પર છે. તું જ્યારે બોલેછે ત્યારે મને કશો શક આવતો નથી, પણ વિશ્વાસથી સાંભળુંછું, કારણ કે તારો પ્રત્યેક શબ્દ મને મુક્તિદાયક છે. તું મારો વિશ્વાસુ સલાહકાર છે એટલુંજ નહિ, પણ તું મારો મોટો ગુરૂ અને શુભ રસ્તો દેખાડનાર છે. આજ પચીસ વર્ષથી નાના મોટા જે સવાલો થાયછે, તે બધાના ખુલાસા

હું તારી પાસેથી મેળવુંછું, અને દરેક વખતે તેમાંથી મેં, મનુષ્યથી ન આપી શકાય તેવું તારૂં અગાધ ડહાપણું અને જ્ઞાન શોધી કાઢયું છે. મેં તને પૂછેલું કે હું શું ખાઉં ? શી રીતે પરણું ? કયાં પુસ્તકો વાંચું ને કયે ધંધે લાગું ? હું મારાં કુટુંબનું ભરણ પોષણ શી રીતે કરૂં અને મારાં બાળકને શી રીતે ઉછેરી મોટાં કરૂં ?—આવા બીજા ઘણા પ્રકારના મોટા સવાલો મેં તને કરેલા છે—હું તારા ધર્મની શીરીતે સ્થાપના કરૂં ? હું તારો સાચો માર્ગ દેખાડનાર તરીકે કોને માનું ? તારા ભક્તોને શી રીતે કેળવણી આપી તૈયાર કરૂં ? ક્યાં અને કોના આગળ ધર્મસંબંધી ચર્ચા ચલાવું ? પિતા, આથી પણ તેં મને વધારે શીખવ્યું છે; મારા આત્માના અન્તર વ્યવહાર સંબંધી તેં મને ઘણી સૂચના આપી છે. ઊંડા ઉદ્વેગ અને કષ્ટના સમયમાં મારા આત્માને તેં કેવું ઉત્તેજન અને ધારણા આપ્યાંછે, અને હમેશા મને જીંદગીના સુપથ ઉપર ચઢાવ્યો છે. હે મારા ઈશ્વર, અરે સાચા મિત્ર, અદૃશ્ય ને અવાચક જગત્ગુરૂ, તું સર્વ લોકોને સારી સલાહ આપનાર છે, ને તે વાતનો પ્રત્યક્ષ દાખલો જોવો હોય તો હું પોતેજ છું. મને એવી મતિ આપ કે જેમ અત્યાર સૂધી તારી સલાહને લીધે ચઢયો છું તેવીજ રીતે પ્રતિદિન ચઢતો જાઉં; તારી શીખામણ સદા ચૂકરહિત ને મધુર છે; વળી તારા કરતાં માનુષી ગુરૂઓ ને ઉપદેશકોને વધારે માન આપનારી ને માનનારી આ અવિશ્વાસી દુનિયાને, તનેજ ફક્ત ઐહિકામુષ્મિક વસ્તુઓનો કર્તા અને નિયંતા સમજે ને તારા મંગલાદેશાનુસારે ફક્ત વર્તે, એવી બુદ્ધિ આપ. સર્વ શક્તિમાન પ્રભુ, અવિશ્વાસનો સમૂલથી નાશ કર, અને આ અખિલ જગતને તારૂં કરીલે.

## प्रभुनो सदा आभार मानो.

અરે મારા પરમ કૃપાળુ પરમેશ્વર, દરેક નાની તેમ મોટી વસ્તુઓને સારૂ હું તારો ઉપકાર માનુંછું, અને તારા શુભ નામની સ્તુતિ કરૂંછું, કારણ કે, મને પાપીજીવને તારી-પાસેથી મળતી તમામ વસ્તુઓ ઘણી કીમતી છે. તારી નાની નાની બક્ષિસોનો શું હું અનાદર કરૂં અને એમ બોલું કે મારે તેમની દરકાર નથી ? ના, મારા પિતાની આપેલી નજીવી ચીજ પણ મારે મન કરોડ રૂપિઆની છે; કારણ કે તે વસ્તુઓ પ્રભુની પ્રીતિ રૂપી હીરામાણકથી ભરપૂર છે. તે દિવસે આપેલો પેલો ગુલાબનો છોડ, કેવો અમૂલ્ય ! તેણે મારા આત્માને કેવો ખુશી ને પ્રફુલ્લિત કર્યો. હમેશા જ્યારે હું મારા ખોરાક સામું જોઉંછું ત્યારે વિચાર આવેછે કે તેના સિવાય મારી શી દશા થાત; હું તેવખતે સ્વાદિષ્ટ ભોજન ભૂલી જાઉંછું ને દરરોજ મળેછે તેને માટે તારો આભાર માનુંછું. કદાચ મારી પાસે કીમતી પોશાક નથી અગર મારી સ્થિતિને લાયક કપડાં લત્તાં નથી તો તેથી શું થયું ? તેં મને સ્વચ્છ વસ્ત્ર આપ્યાંછે તેથી હું કેટલો ખુશી થાઉંછું. ધોબી જ્યારે સ્વચ્છ વસ્ત્ર લાવેછે ત્યારે મારૂં હૃદય કેવું હર્ષથી અને નમ્રતાપૂર્વક તારી તરફ વળેછે. જ્યારે હું નવાં શુભ્ર વસ્ત્ર ધારણ કરૂંછું ત્યારે એક રાજા કરતાં પણ વધારે છું એમ હું માનુંછું. જ્યારે મારૂં સાદું ભોજન કરૂંછું ત્યારે ઘણા સ્વાદથી ખાઉંછું, અને દયાની ખાતર આ-પેલા આ પુષ્ટિકારક અને અત્યુત્તમ ભોજનને સારૂ તારો અન્તઃકરણપૂર્વક પાડ માનું-છું. મારી દીકરી મને એક છત્રી મોકલેછે, દીકરો મને ચપ્પુ આપેછે, જમાઈ અંગર-

આની બક્ષિસ કરેછે, એક મિત્ર સ્વાદિષ્ટ કેરી કે સારા શેર ચોખા મોકલેછે, પત્ની સુંદર ભોજન તૈયાર કરેછે, મોટી પદવીનો એક માણસ મને આસન આપેછે, અને એક દયાળુ જીવ મને ઉત્તેજક પત્ર લખેછે; આ દરેક વસ્તુમાં હું તારા કૃપાળુ હસ્તને ઓળખી કાઢું-છું ને તે દરેકને મારી યાદદાસ્ત રૂપી પથ્થર ઉપર સોનેરી અક્ષરથી કોતરૂંછું. ખરે-ખર, હે પ્રભુ, તારી દયા અપાર છે; જો હું દરરોજની કૃપાની ગણત્રી અથવા યાદી ન રાખું તો કેવળ નિમકહરામ છું એમ ગણાવું જોઇએ. હે પ્રભુ, નાના ફાયદાને ભૂલી જતા અને અવગણના કરતા અહંકારયુક્ત નિમકહરામીપણાથી મને દૂર રાખ; અને હે દયાનિધિ પ્રભુ, તારી કૃપાનો દરેક તલભાર અંશ મારા આત્માને ભક્તિ, શ્રદ્ધા અને પ્રીતિ સહિત તારી સમીપ વધારે વધારે નિરંતર લઇ જાય, એવી તું મને સુમતિ આપ. તથાસ્તુ.

## પ્રભુ સર્વગુણસંપન્ન છે.

હે પરમાત્મા, તું સર્વગુણસંપન્ન છે, એમ માનીને તારી પૂજા કરૂંછું અને તને ચાહુંછું. મેં તને પ્રાર્થના કરવામાં, પિતા, માતા, મિત્ર, શુભમાર્ગ દાતા, ત્રાતા, ને ધૈર્ય દાતા, એવી રીતે કહ્યોછે; ને ઉપરના સંબંધમાં તારીપાસે આવતાં મને સુખશાંતિનો પુષ્કળ અનુભવ થયોછે, પણ મારી પવિત્રતા, તારી પવિત્રતાનો ફક્ત અંશમાત્ર છે એમ મને લાગેછે. હે મારા ઈશ્વર, મારી વર્તણુક અયોગ્યતાથી ભરપૂર છે, કારણ કે મારી શ્રદ્ધા પૂરેપૂરી નથી, મારી નિષ્ઠા અપૂર્ણ છે ને મારી ભક્તિ એકતરફી છે. તુ એકલો સર્વ રીતે સંપૂર્ણ છે એટલુંજ નહિ, પરંતુ, સર્વ વસ્તુઓમાં તારી સંપૂર્ણતા નજરે પડેછે. તું કેવળ સત્ય ને કૃપામય છે. તું મારો સ્વામી અને સકલગુણસંપન્ન પ્રભુ છે; તારી ઈચ્છા પ્રમાણે મારે વર્તવું એવું તેં નિર્માણ કર્યું હોય તો તે પ્રમાણે ચાલવાદે ને તારા જેટલી સંપૂર્ણતા મેળવવાને ધીમે ધીમે યત્ન કરવા દે. દાખલા તરીકે સદાચારની તૂટક તૂટક માનસિક કલ્પનાનો વિચાર ન કરીએ એવી બુદ્ધિ આપ; ને અમારી સ્વાર્થ બુદ્ધિ અમને જેમ દોરી જાય, ને અમારી ખાસ મનોવૃત્તિઓ જેમ સુઝાડે, કે આ ઈષ્ટ ગુરૂ કે આ સાધુ પુરૂ-ષની, આ માણસ કે પેલા માણસની માફક ચાલવું, તેમ ન ચાલીએ એવી મતિ કૃપા કરી આપ. અધૂરા સત્યથી કે અધૂરી કૃપાથી અમે સંતોષ માની ન બેશીએ, કારણ કે, પ-વિત્ર જીંદગીની માનસિક પૂર્ણતાને સારૂ તે બસ નથી. હે અનાદ્યંત પ્રભુ, અમને તને ઓળખવાની જિજ્ઞાસા આપ, ને દરેક વસ્તુમાં તું છે એવું જ્ઞાન આપ, ને તું જેવો સર્વ-રીતે સંપૂર્ણ છે તેવો થવાને સાધન આપ. દરેક સત્ય તારામાં કેવું પ્રકાશેછે અને તારા પ્રસન્ન વદનમાં કૃપા કેવી સુશોભિત રીતે દેખાઈ આવેછે. યાહુદીનો ન્યાય, ખ્રિસ્તીનો પ્રેમ, હિંદુનો યોગ, બુદ્ધનું નિર્વાણ, વૈષ્ણવનો અત્યાનંદ, શક્તનું જિતેંદ્રિયપણું, સાધુ પુરૂષોનો સ્વસુખ પરિત્યાગ, પરોપકારી પુરૂષનું ઉપયોગીપણું, શાસ્ત્ર નિપુણ પંડિતનું ડહાપણ, ગૃહસ્થીની કરકસરથી રહેવાની રીત, ને રાજ્યનીતિજ્ઞનાં રાજ્ય સંબંધી ધોરણ; આ સર્વ ગુણો તારામાં સંપૂર્ણરીતે અને ચમત્કારિક અવિરોધીપણાથી મળી રહ્યાછે. હે પ્રભુ, તું તત્વજ્ઞાતા, કવિ, સર્વ ફિલસુફીથી ભરપૂર; તું કર્તા, મહારાજાધિરાજ ને ન્યાયા-

ધીશ; તું પિતા ને પુત્ર, તું માતા ને પુત્રી, તું પતિ ને પત્ની; ટૂંકામાં તું સર્વ છે. તું સત્યતા ને દયા, તું કઠણતા ને કોમળતા, તું અન્તર્યામી ને તારામાં પ્રીતિસંપાદન કરવાની શક્તિ છે, તું તદન કામસહિત તેમ કામરહિત છે, તું ગોંધાટ ભરેલો સુધારો ને શાંત અને તલ્લીન સત્સંગ છે, તું મનુષ્યની કઠોરતા ને સ્ત્રીની કોમળતા છે, તું છોકરાંની રમત ને ઘડપણનું ભારેખમપણું છે; આ સર્વ ગુણો તારામાં સુશોભિતપણે એકત્રાસ્પદ થયાછે. હું જ્યારે આ સુંદર પૂર્ણ તરફ લક્ષ દઉંછું, ત્યારે મોહપામી જાઉંછું, મારૂં મન તે પૂર્ણતા મેળવવા માટે ભટકીઆં મારેછે; હે સર્વ ગુણોમય દેવ, આ મારી નમ્ર પ્રાર્થના સાંભળ, અને મને પણ તારા પાદ સમીપ તે ગુણોની પૂર્ણતા પ્રાપ્ત કરવામાં પુત્રવત્ રાખ. મને વાદ વિવાદથી અને હલકાઈથી મુક્ત કર, ને મને તારી અનાદ્યંત સંપૂર્ણતાના સાગરમાં નિમગ્ન રહેવાદે.

## साची ईश्वरी प्रेरणानो उत्साह.

હે પ્રભુ, તારો ધર્મ ખરેખર સત્યનો છે. તારો ધર્મ યથાશાસ્ત્ર છે. એ કંઇ જનુની અગર ધર્માંધતાનો નથી. વહેમના ગુપ્ત પ્રદેશમાં હું કદી ચઢયો નથી ને ભ્રમણા તથા ધર્મની ગાંડાઈમાં મોજ માની નથી એજ મારો આનંદ ને એજ મારી ધન્ય ઘડી. મારી જીંદગીની શરૂઆતથી કલ્પનામાં પણ પૃથ્વીને સ્વર્ગમાં લઈ જવાનું તેં શીખવ્યું નથી, પણ હમેશા સ્વર્ગને પૃથ્વી ઉપર આણવાનો આદેશ કર્યો છે, ને તેને પવિત્ર કરવાનું શીખવ્યુંછે. હે મહાત્મા, ધન્ય છે તારા નામને, કારણ કે તેં મને પેગંબરની ઈશ્વરી પ્રેરણા બુદ્ધિના બળતા અંગારા જેવો ધર્મ બતાવ્યો છે, ને જે કદી બળતો નથી ને બાળતો પણ નથી એવા અગ્નિમાં હું વસુંછું, તોપણ, હે મારા યુવાવસ્થાના મિત્ર ને શિક્ષક, જે ચિત્તભ્રમમાં ધર્માંધો અને અભિમાની ધર્મના ઉત્સાહકો નિમગ્ન રહેછે, તેમાંથી મને દૂર રાખ્યો છે. મારામાં અને તેઓનામાં કેટલો કેટલો અંતર, કેવું ઉલટાપણું! મને દીન બાળકને તેની શ્રદ્ધા, આનંદ, ઈશ્વરી પ્રેરણા ને ધર્મોત્સાહ આપ્યાં છે, પણ તેઓની ભૂલ ને ઢોંગ મારા કટ્ટા દુશ્મનો પણ મારામાંથી શોધી ન કાઢે; કારણ કે મારી શ્રદ્ધા તારા ઉપર સાચી છે અને તારી શુભ શિક્ષાથી તેં મને સર્વ વાતે બચાવ્યો છે. તેઓને તારાં સ્વપ્નાં આવેછે, તેઓ તને પ્રત્યક્ષ દેખેછે; મને તો એમાંનું કશુંએ થતું નથી; મને તો તું સર્વવ્યાપક છે એવોજ વિચાર આવેછે. અમને તો વીજળી અને ગર્જના સાથે પ્રભુના સંદેશા આવેછે એમ તેઓ કહેછે; મને તો તેપણ નથી આવતા. સાચા ભાવથી અને વિવેકબુદ્ધિથી સ્વાભાવિક ઈશ્વરી આજ્ઞા પ્રાદુર્ભાવ થાયછે, તે પ્રમાણે હું અને મારા જેવા અન્ય પાપીઓ ચાલીએ છીએ. અમે તો ઈશ્વરપ્રેરિત પેગંબર છીએ એમ કેટલાક કહેછે. હું તો તેવો નથી. હે પરમાત્મા, તારા દરેક દાસને કૃપા કરીને સાધારણ બુદ્ધિ આપેછે, તેપ્રમાણે હું ચાલુંછું. તેઓ તો એવા તર્ક વિતર્ક કરેછે કે અમે તો સાધુની પંક્તિમાં ભળ્યા; હે પિતા, મને એમ થતું નથી, કારણ કે હું પાપી છું ને મારે પવિત્ર થવાને સાધુજનની સંગતિની જરૂર છે એમ મને પળેપળે ભાસેછે. આટલું છતાં પણ શ્રદ્ધા અને ઈશ્વરી પ્રેરણાની શક્તિનો પૂર્ણતાથી ઉપભોગ કરૂંછું; ને પૃથ્વી ઉપર

અલ્પ કીડાની માફક ચાલતા છતાં હમેશા તારી પ્રત્યક્ષ હાજર રહુંછું. હે મુક્તિદાતા પ્રભુ, તારા આનંદ, પવિત્રતા, ને પ્રકાશનો ઉદ્ભવ, મારા દુનિયાદારીના વ્યવહારમાં સ્વાભાવિક રીતે મારી દૃષ્ટિએ પડે, એવી મને કૃપા કરીને શક્તિ આપ.

## ઈશ્વરી લોભ.

હે મારા પરમેશ્વર, મને તેં શા સારૂ લોભી કર્યો? તું મારી લાલચને પૂરી પાડ. શું વાજબી લોભવૃત્તિ તારૂં વરદાન નથી? અને મનુષ્યોને પોતાનો વ્યવહાર ચલાવવામાં અગર પોતાનાં કામ ફળીભૂત કરવામાં, તેનો મુખ્ય ખપ છે એવું તેં નથી સિદ્ધ કર્યું ને દેખાડી આપ્યું? કોઈપણ વસ્તુનો લોભ રાખીશું તોજ ફતેહ મળશે એ પ્રથમથીજ નિર્માણ થયેલી વાત છે; અને જેણે જીવ આપ્યો છે તેજ પ્રભુ મારા આત્માની આકાંક્ષા પૂરી પાડશે અને મારા જીવતરનું સાર્થક કરશે એવી મને સંપૂર્ણ રીતે ખાત્રી થાયછે. આ જીંદગાનીમાં શું શું બનવાનું છે તે પ્રથમથીજ નિર્માણ થયેલું છે, શું તે અફલીભૂત રહેશે? ના, પ્રભુ મહા પ્રતાપવાન છે ને તેટલા સારૂ દરેક વસ્તુ યથાકાળ બનશે. હે ઈશ્વર, તારો પવિત્રાત્મા મારી મનકામના પૂરી પાડે ને મારી ઉન્નત મનોવૃત્તિયોને નિર્મળ કરે, તેટલા માટે દાસવત્, નમ્રતાથી અને પ્રાર્થનાપૂર્વક, તારા પાદારવિંદે, આશાભેર તે માંગલિક અવસરની વાટ જોઈને ઊભો છું. મારે શું જોઈએ છે તે તને કહું? મારે શું જોઈએ છે તે તારાં ચક્ષુ જુએછે. દરેક સ્ત્રી પુરૂષે, આત્માનો અને દેહનો વિયોગ થાય ત્યાર પહેલાં, હે પ્રભુ તું અજ્ઞેય છે અને વાદળાંમાં વીંટલાયેલો છે એવી ચાલતી દુષ્ટ દંતકથાનો ધિક્કાર સાથે અનાદર કરવો જોઇએ, ને તેઓએ તને પ્રત્યક્ષ જોવો જોઇએ ને તારો અવાજ અપરોક્ષ સાંભળવો જોઇએ. મારો લોભ આટલોજ છે. હે પ્રભુ તારા સિવાય આ મારી કામના કોણ પૂરી પાડે? હું ફક્ત તારીજ આશા રાખુંછું ને તારીજ પ્રાર્થના કરૂંછું, કારણ કે ફળ તારાથી મળવાનું છે. હે મહારાજાધિરાજ, લોકોના વિચારમાં મોટો ફેરફાર થયો છે તે બાબત હવે હું તને પૂછુંછું. દુનિયા ઉપરના લોકોએ તારાસંબંધી જે અસલના ગાંડાઈના વિચારો છે તે છોડી દેવા જોઈએ; તેઓએ ઘણા કાળથી ચાલતા આવેલા નાસ્તિક મતો, અવિશ્વાસ, વહેમ, અને નાસ્તિક ઊંધા વિચારો સદાકાળને સારૂ છોડી દેવા જોઈએ; અને શ્રદ્ધારૂપી આંખવડે તને પ્રત્યક્ષ જોવો જોઈએ, અને અન્તઃકરણરૂપી કર્ણવડે તને શ્રવણ કરવો જોઈએ. હે પ્રભુ, ધર્મનો ઢોંગ ધરાવતી દુનિયા તે તરફ અંધ અને બહેરી છે. લોક પૂછેછે કે પ્રભુ ક્યાં છે? તેના ધારા કીયા કીયા? લોકો તને જોતા નથી, સાંભળતા નથી ને તોપણ કહેછે કે તેઓ તને જુવેછે ને તારામાં શ્રદ્ધા છે. આ શીરીતે બની શકે તે મને સમજાતું નથી. હે મારા ઈશ્વર, આ લોકોમાં કહેવાતી શ્રદ્ધામાં મને તો લગાર પણ વિશ્વાસ નથી. એ તો ફક્ત બુદ્ધિની કબૂલત છે; એ શ્રદ્ધા તો દંતકથા ને વહેમથી ભરપૂર છે. કદાચ ભોગજોગે તેઓ તને દેખે, એવા વિચારથી તેઓ અંધારામાં અથડીઆં ખાયછે. પણ સાચા ભક્તની વાણી નીચે પ્રમાણે છેઃ– હે પ્રભુ તું આ રહ્યો, મેં તારૂં વદન જોયું, મેં તારી આજ્ઞા સાંભળી. જો હું તને પ્રત્યક્ષ ન જોઉં અગર તારા શબ્દો કાનોકાન વારંવાર ન સાંભળું

તો મારે મનતો તું પ્રભુ હોયજ નહિ. શું અમે એકબીજાને જોઈએ છીએ તેમ તને ન જોઈ શકીએ ? ને જેમ એકબીજાને સાંભળીએ છીએ તેમ, દરેક કલાકે તારા શુભ સમાચાર ને અમારી નિત્યોપાસનાના જવાબ ન સાંભળીએ ? જો ઉપર પ્રમાણે તું ન હોય તો તું નથી, અમારે મન તો તું શૂન્ય છે. અરે, હું આ નાસ્તિકમતને કાઢી નાંખીશ, આ અવિશ્વાસનો નાશ કરીશ; હે પ્રભુ, સર્વ ઠેકાણે ફેલાયેલું ને જેના પ્રમાણે સર્વ લોકો ચાલેછે એવા નાસ્તિકપણામાંથી તેઓને મુક્ત કર. હે મહામુક્તિદાતા, તેજોમય પ્રભુ, સર્વ મનુષ્ય આગળ તારો પ્રકાશ કર, ને તારાં વચનો મોટા સ્વરથી દરેક કલાકે તેમને સંભળાવ. હે પ્રભુ, તારા સંબંધમાં અર્ધદગ્ધ શંકા ખાનારા ને સ્વમગત પુરૂષોને કૃપા કરીને તારી સંપૂર્ણ શ્રદ્ધા આપ; તે આસપાસની તમામ ચીજોમાં તને સંપૂર્ણ તેજથી પ્રકાશેલો ને પ્રત્યક્ષ જોઈએ એવી અમને મતિ આપ. અમે તને આંખ અને કાનની રચનામાં જોઇએ, દરેક સ્નાયુની ગતિમાં, લોહીમાં અને પ્રત્યેક શ્વાસોશ્વાસમાં જોઈએ; અને હે મહાત્મા, દરેકની બહાર ને માંહી તને હલનચલન કરતો અને શ્વાસ લેતો જોઇએ. તારા પવિત્રાત્માનાં ધીમે ધીમે કહેલાં અમિત વચનો અમને ખરી શ્રદ્ધાથી સાંભળવાની શક્તિ આપ. હે પિતા, આટલી મારી ઈચ્છા પૂરી પાડ અને હું તારા મંગળ નામનો સદા જપ કરીશ.

## क्षमा करवानो तथा संप राखवानो भाव.

હે પ્રભુ, શું મારી જીંદગી ફોગટ જશે, અને મારા માથે લીધેલા કામમાં ફતેહ નહિ મળે? હજી કંઈપણ આશા રહી છે ને હું યશ મેળવીશ એવા મને ધીરજ આપ અને ખાત્રી કર. આ દુનિયા ઉપર પ્રીતિ અને ક્ષમાનાં રાજ્યો સ્થાપવાને, તારા દીન સેવકે જુદે જુદે પ્રકારે અને ભિન્ન ભિન્ન સ્થળે કેટલાં બધાં વરસથી પ્રયત્ન અને માથાકૂટ કરવા માંડી છે. તારા શીખવેલા અને મન ઉપર ઠસાવેલા ક્ષમા ગુણનો વિસ્તાર કરવાને મેં ઘણો પ્રયત્ન કર્યો છે, અને આ દુનિયા ઉપર સલાહશાંતિ, અને મનુષ્યનો એકબીજા ઉપર સદ્ભાવ– જે બે તારા મુખ્ય નિયમો છે– તે ફેલાવવાની મેં ઘણી મહેનત કરી છે. ક્રોધી, વૈરીભાવવાળા, ચાડીઆ, લડવાડિયા, અને અધીરા અને તેજદ્વેષી પુરૂષોને શાંતિના રસ્તા ઉપર લાવવાને જાતપારવિના શ્રમ લીધો છે. તારા બળને લીધે અને તારી આજ્ઞા પ્રમાણે મેં ઊકળતા પાણીમાં તેલ રેડયું છે ને કજીઆ કંકાસને શાંત પાડ્યા છે. પણ આ બધું ફોગટ. મેં મારા મનનો ઊંડો ઉદ્વેગ તારાથી છાનો રાખ્યો નથી અને વારંવાર મારૂં હૃદય ખોલીને મેં તારા આગળ પ્રાર્થના કરી છે. મારી આસપાસના લોકોના સક્રોધ લડાઈ ટંટાએ મારા હૃદયને ભેદી નાંખ્યું છે અને લોહીલુહાણ કરી મૂક્યુંછે ; અને પરસ્પર વૈર લેવાના નજરે પડતા અગણિત દાખલાઓએ મારાં હાડકાંમાં કારી જખમ ઘાલ્યા છે ને મને ઘણી પીડા કરેછે. હું રાત દહાડો રૂદન કરૂંછું અને મને કંઈ ચેન પડતું નથી. તારા મંદિરમાં આ લડાઈ ટંટાનો ક્યારે પાર આવશે ? મારા મિત્રો પોતાના શત્રુને ક્યારે ચાહતા થશે? હે પ્રભુ, સિંહ-અને હરણ એક સ્થળે સહીસલામત ક્યારે વસશે ? ક્ષમાગુણ આ લોકો કદી શીખવાના નથી. તેઓને તેનો ધિક્કાર છે. તેઓ વૈરયા-

તના લેવામાં અને પ્રતિ પક્ષિયોને હેરાન કરવામાં મ્હોટાઇ માનેછે. કંઈપણ ગુસ્સે થવાનું કા-રણ મળ્યું એટલે તરતજ, તેઓ તેમને દુઃખ દેવામાં, હેરાન કરવામાં, અને નિંદા કરવામાં, મોટું મહત્વ માની ખુશી થાયછે. હે પ્રીતિમય પ્રભુ, આ લોકોના સક્રોધ હૃદયને ભાગીને પિગ-ળાવી દે, અને તેઓ જો તારી સામેના ગુન્હાને માટે તારી માફીની આશા રાખતા હોય તો, પોતાની સામે કરેલા ગુન્હા બદલ બીજાઓને ક્ષમા કરવાનો ગુણ તેઓને શીખવ. હે મારા ઈશ્વર, અમને તારી દયા અને ક્ષમામાં ભરોંસો છે; જો તે નહોત તો અમે ક્યાં હોત, અમારૂં શું થાત? હે પિતા, આજ થતી પ્રજાને પ્રીતિ, સદ્ભાવના અને ક્ષમા શીખવ; અને અહંકાર અને ક્રોધ અસંભાવ્ય હોય, અને જેનાં અન્તઃકરણ ક્ષમાદાયી હોય એવાં મનુષ્યનાં આનંદી ટોળાં થોડા વખતમાં મારી દૃષ્ટિએ પડે એવી મારા ઉપર કૃપા કર.

## ક્ષમા ગુણ.

હે ઈશ્વર, ગયા અઠવાડિયામાં મારી જે પ્રાર્થના હતી તેજ પાછી આ અઠવાડિયા-માં થશે; કારણ કે આજ ઘણાં વરસ થયાં મારો દીન આત્મા ક્ષમા પ્રાપ્ત કરવાને ઇચ્છે છે; અને મારા આત્માના અમળાટ અને ઊંડી ચીસો હું વારંવાર તને નિવેદન કરૂં છું ને તેમાંથી મુક્ત થવાને આક્રંદ કરૂં છું. હે બેલી ભગવાન, મારા ઉપર દયા કર, અને તારો રૂઝ લાવતો હસ્ત મારા ઘા ઉપર મૂક. જેમ કોઈ મનુષ્યનાં બધાં અસ્થિ ભાંગ્યાં હોય ને તેના ઉપર શત્રુ તેમજ મિત્રના ઘાતકી આણકાના માર પડી રહ્યા હોય, તેવા મ-નુષ્યની માફક હું ઊંડો નિશ્વાસ મૂકીને તને કહુંછું. આ લોહીલુહાણ થયેલા દરદીને તારા પાદ સમીપ લાંબો થઈ પડેલો જો, અને તેને કેટલા ઘા પડ્યા છે તે ગણ. સ્ત્રી પુરૂષો મને કેવા હમેશા ધગધગતા લોઢાના ડામ દેછે, અને તીક્ષ્ણ ઝેરી કામઠાં મારા શરીરમાં ઘોંચેછે તે તું જો. ખરેખર હું વેદનાને લીધે અમળાટ ખાઉંછું; અને મારી દિલગી-રી એટલી બધી મોટી છે કે શબ્દો પણ તેનું યથાર્થ વર્ણન ન કરી શકે. હે ઈશ્વર, તારી દયા અપાર છે, તું મને આમાંથી નહિ છોડવે? મનુષ્યજાતનું આ કામ નથી. તેઓ મારાં રૂદનને હશી કાઢેછે, અને મારી દિલગીરી કલ્પિત છે ને વેદનાનો હું ઢોંગ કરૂંછું એમ તેઓ કહેછે, કારણ કે મને કોઈએ માર્યો નથી ને મારી સાથે ખરાબ વર્તણુકે ચાલ્યું નથી. હે પિતા મને કોઈએ માર્યો નથી એ હું કબૂલ કરૂંછું, પણ તેમણે એક મારા ભાઈને માર્યો તે મને માર્યા બરાબર માનુંછું, અને મારા પાડોશી ઉપર ઘા કર્યો તે મારા ઉપર કર્યા બરાબર સમજુંછું. મારા પંડને વાસ્તે તો નિર્ભય છું, કારણ કે, તારી કૃપાને લીધે મનુષ્યના પંજામાં હું આવું તેમ નથી. જ્યાં આગળ હું સંતાઈ રહ્યો છું ત્યાં કોઇ બાણ, અપમાન, ત્રાસ, નિંદા, ભૂખ, અને કોઈ પ્રકારની વિરૂદ્ધતા આવી શકતી નથી. તેથી હું તો નિર્ભય છું. હું તેમને મન મૃતવત છું, તેથી જ્યારે ધમકી આપેછે, અપમાન અને હેરાન કરેછે ત્યારે તેમની સામે હસુંછું, પણ પાછો જ્યારે મારી આસ-પાસના લોકમાં પરસ્પર નિંદા ને શત્રુભાવ જોઉંછું ત્યારે ઘણો દુઃખી થાઉંછું, જુલમ ગુજરેલા મનુષ્યનાં દુઃખ દયાને લીધે એમને એમ મારા મન ઉપર આવેછે, અને તે બધાં એકઠાં થઈને નિરંતર બોજારૂપ થઈ પડેછે. બાણ પ્રત્યક્ષ વીંધતાં નથી,

પણ આ પ્રમાણે પીડા કરેછે. હે પ્રભુ મારાથી ક્રોધી મનુષ્ય જોવાયો જતો નથી. સક્રોધ દેખાવ અને ગુસ્સાના શબ્દો મને ધ્રુજાવેછે; તે ભયદાયી અને દુષ્ટ વિકારો હોવાને લીધે, ધિક્કાર અને ત્રાસ સહિત તેમને તરછોડી નાંખુંછું. જ્યારે કોઈ ક્રોધાવેશી મનુષ્ય કોઈ ગરીબ જીવ ઉપર પોતાનો ગુસ્સો કાઢેછે, ત્યારે મને રોવું આવેછે, અને તેના દરેક ફટકે મારો જીવ કચરાઈ જાયછે. જ્યાં ક્રોધી અને વૈરી પુરૂષોનો વાસ છે ત્યાં નરક છે, જ્યાં ગુસ્સો ઊકળેછે ત્યાં નરકનો વન્હિ બળેછે; તેટલા માટે, હે પ્રભુ, ક્રોધરૂપી તમોગુણથી આ દુનિયાનું પરિત્રાણ કર. અને મનુષ્ય પ્રાણીમાં ક્ષમાગુણનું આરોપણ કર. તારી કૃપાવડે, નવા ધર્મના ભાઈ તથા બહેનોને ઘટે તેવી પ્રીતિ, દાન, અને સહનતાના દાખલા બની અગ્રે પડે, તેટલામાટે બહુધા આ અમારા લોકોને તને સોંપુંછું. એક બીજાનાં ખોતરણાં કાઢી, દ્વેષ લાવી, તેઓ તારા દાસને દુ:ખ ન આપે. તેઓ ક્ષમાથી એક બીજાને સહન કરે અને મારા આત્માને આનંદ પમાડે. તેઓ આથી હજાર ગણી ચ્હીડવણીને ખમે, અને કદાચ તેઓના ઉપર અપમાનના વરસાદ વરસે, અને પ્રત્યેક ઘડીએ નવાં નવાં દુ:ખ પડે, પણ પરસ્પર પ્રીતિ રાખે અને માન આપે એવી તેઓને કૃપા કરીને પુષ્કળ પ્રીતિ આપ. અપમાનથી તેઓ નમ્રતા શીખે, વૈર ભાવ રાખે નહિ ; અને મિત્રોની સખ્ત વર્તણુક, સાભિમાની નિંદાઓ અને દુષ્ટ ચાલ તેમને કસોટીરૂપ થઈ પડે. શાંતિનો તારા વાસમાં વરસાદ વરસાવ. અને મોટા રણભૂમિ થઇ પડેલા તારા મંદિરમાં પવિત્ર વૃક્ષ રોપ. તારા દેવ મંદિરનાં દ્વાર ઉપર લખ કે, "ક્રોધી મનુષ્યે આમાં દાખલ થવું નહિ;" અને જો આપણા ભક્તોમાંનો કોઈ ગુસ્સાના આવેશમાં આવે તો, તેને સઘળા સામાજિકોએ એકઠા મળી આ "અવિશ્વસનીય વરૂ "છે એમ બોલી હાંકી કાઢવો. હે ઇશ્વિર, અમે બધા રાંકડા બકરી જેવા થઈએ એટલો બધો તારી પ્રીતિનો પ્રકાશ કર, અને અમારા શત્રુને પણ ચાહીએ એવું શીખવ. હે પ્રભુ, મારી નમ્ર પ્રાર્થના સ્વીકાર અને મારા ઊકળતા હ્રદયને ધીમું પાડ.

## वाचक प्रभु.

હે મારા ઇશ્વર, આ દુનિયાના લોકની પ્રાર્થનામાં કંટાળા ભરેલો અવિશ્વાસ અને ઈશ્વર નિંદા મારાથી સહન કરાતાં નથી. આ વૃદ્ધિ પામતા અને વિસ્તીર્ણ થતા પાપને દબાવી દે. હિંદુ, ખ્રિસ્તી, બ્રહ્મ, અને મુસલમાન—દરેકને તારા મંદિરમાં જતા જોયા છે ને તેમને તારી પ્રાર્થના કરતા સાંભળ્યા છે. પણ આ કેવી મોટી મશ્કરી ! તેઓ તને પૂછેછે, પણ જવાબ સાંભળવાની વાટ જોતા નથી. તેઓ તારી પાસે માગેછે, પણ લેવાની દરકાર રાખતા નથી. તારાં વચનોનો ફાયદો લેવાના કરતાં, તેઓનાં પ્રથમથી તૈયાર કરી રાખેલાં તેમજ તાત્કાલિક ભાષણો સાંભળે એવી તેઓની મરજી છે. તેઓ છટાદાર અને સારી દલીલોવાળી અરજીઓ દાખલ કરેછે અને પછી જતા રહેછે. તેઓ સાચા ભક્તની માફક ઘુંટણીએ પડતા નથી, પણ તેઓ તને ઘુંટણીએ પડવાની ફરજ પાડેછે, ને નિત્યનાં કર્મ તારી પાસેથી સાંભળી, પછી તેઓ દુનિયાદારીના વ્યવહારમાં પ્રવૃત્ત થાયછે. તેઓને ધૈર્ય નથી, સાચી વાંછના નથી, ઉત્સાહ નથી, નમ્રતા નથી. તું જ્યારે તેઓને જવાબ દેવાને આવેછે ત્યારે, જો! તેઓ નાશી ગયેલા હોયછે. તું

જ્યારે આશીર્વાદ ઉચ્ચારેછે અને કૃપા કરવા આવેછે ત્યારે બધું મંદિર ખાલી થઈ ગયેલું જણાય છે. હે પ્રભુ, આ સર્વ ઢોંગ ને ત્રાસજનક મશ્કરી છે. જો "જીસસ" આ વખતે હયાત હોત તો આવા ધર્મઠગ ને ઉપર ઉપરથી સારા વક્તાઓને તારા દરબારમાંથી હાંકી મૂકત, અને ખરી રીતે તારી ઉપાસના શી રીતે કરવી તે શીખવત. હે પવિત્રાત્મા, અમને તારી ખરી ભક્તિ આપ. ખરા ભાવથી અને નમ્રતાપૂર્વક તને પ્રણામ કરે, એવું આ અક્કડ ને અક્કડ રહેલી પ્રજાને શીખવ; આ અભિમાની અને ધૈર્યશૂન્યલોકોને ધીરજ આપ; અને મોક્ષ કંઈ તારી પાસે માગ્યાથી મળવાનો નથી, પણ તું આપીશ તોજ મળશે, અમે તને કહીશું તેથી નહિ પણ તારાજ કહેવાથી મળશે—આમ સમજવાનું અમને જ્ઞાન આપ. સત્ય શું છે એ પૂછવાથી નહિ પણ તારો જવાબ સાંભળવાથી મળશે. અમે તારી સમક્ષ ઘણીવાર બોલ્યા છીએ. હવે તો મૂગા મૂગા ધ્યાન દઇને અમને સાંભળવા દે. તેં અમને ઘણીવાર સાંભળ્યા છે, હવે તો તું કંઈ બોલ. હે પ્રભુ! સઘળું વક્તૃત્વ તારૂં હો. અમારૂં વક્તૃત્વ ફક્ત પશ્ચાત્તાપનાં અશ્રુ ને શ્રવણાતુર કર્ણ થાય. હે પ્રભુ, જેઓ બોલ બોલ કરેછે અને અરણ્યમાં રૂદન કરેછે તે કેવા અભાગીઆ! જેઓ નિત્ય તારા મંદિરમાંથી પ્રાર્થનારૂપી પુષ્કળ અને અમૂલ્ય ઉપહાર લાવેછે તે કેવા ભાગ્યશાળી! અરે મારાં નેત્રના પ્રકાશ, તારૂં મુખ ઊઘાડ, અને દુનિયાને સાંભળવા દે. સાંભળ! તેં પ્રસન્ન મુખથી બોલવા માડયું, મને ખુશીથી અને શાંતિથી સાંભળવા દે.

## प्रभु, मारुं जीवन.

મસ્તકમાં, હૃદયમાં, અને ફેફસાંમાં, હે પ્રભુ, મેં તારી શોધ કરી છે, પણ તું મને આમાંના બે મંદિરમાં દેખાયોછું. ત્રીજામાં હજી મારે તને જોવો બાકી છે. મેં મસ્તકના મંદિરમાં તારૂં અધ્યયન કર્યુંછે, અને ઓળખ્યોછે, હૃદયના મંદિરમાં તને ચાહ્યોછે, પણ જ્યાં શ્વાસોશ્વાસ મળેછે તે ચૈતન્યના મંદિરમાં તને જોયો નથી ને ઓળખ્યો પણ નથી. તને ઓળખેછે ને ચાહેછે તે તારો નથી, પરંતુ, તે તારામાં જીવેછે, હલન ચલન કરેછે, અને જેનું અસ્તિત્વ પણ તારામાં છે, તેજ તારો છે. મારો શ્વાસ શારીરિક છે, પણ જો તું મારામાં શ્વાસ લેતો હોય તો મારૂં જીવન અનાદ્યંત થાય. મને આ દુનિયાની નાશકારક હવાનો અને "अहं" રૂપી ઝેરી અને રોગી પવનનો શ્વાસ લેવા ન દે, પણ મારાં ફેફસાંને ઈશ્વરી પ્રાણવાયુનું ગ્રહણ કરવાનું, અને પ્રત્યેક શ્વાસ લેતીવેળા મારા દેહમાં તારા ઈશ્વરી ચૈતન્યનો મોટો ભાગ લેવાનું કૃપા કરીને શીખવ. મારાં અસ્વચ્છ ફેફસાંને ધોઈ ધાઈને સાફ અને નૂતન કર, અને આ અધમ દુનિયાની પાપિષ્ટ અસરો મારામાં પેશી ન શકે માટે, હે પ્રભુ, મારા શ્વાસ લેવાના સકળ યંત્રને નવું કર. હે પરમાત્મા, તારૂં ડહાપણ, પ્રીતિ, પવિત્રતા અને આનંદ મારાં નસકોરાંવાટે આપતો રહે, અને મને તારી ઈશ્વરી પ્રેરણાથી પૂર્ણ કર. શ્વાસ લેવો એ કામ ઘણું સહેલું, સ્વાભાવિક અને મહેનત વિનાનું છે. એના કરતાં બીજું કશુંએ વધારે સહેલું નથી. મનુષ્યો શ્વાસ લેછે તેની તેમને ખબર રહેતી નથી; પોતાના વ્યવહારમાં રોકાયેલા હોય ત્યારે શ્વાસ લેવાયછે, વળી એથી વધારે કહીએ તો નિદ્રાવસ્થામાં પણ એની મેળે એ વ્યાપાર ચાલુજ રહેછે. આવીરીતે તારો ભક્ત, કામની વખતે, પ્રાર્થના કરતાં, અને ખાતાંપીતાં શ્વાસ લેછે, અને તારા ચૈતન્ય-

માંજ જીવેછે. આ અસત્ અને ખાલી અવકાશ ઉપર શ્વાસ લઈ તથા ચૈતન્ય આપીને આ મોટી સજીવક સૃષ્ટિના ઉત્પન્ન કરનાર પ્રભુ, હું ઘણી સહેલાઈથી અને મહેનતવિના તારામાં જીવતો રહું એટલામાટે મારા અન્તરાત્મામાં તારો શ્વાસ નાંખ. ધર્મ મને એક બોજા રૂપ થઈ ન પડે, પણ શ્વાસની માફક સહેલાઈથી અને સ્વાભાવિક રીતે આવે. હવે તું મને પંથ કે મતના રૂપમાં, શ્રદ્ધા કે ઉત્સાહના રૂપમાં ફક્ત દેખાન દઇશ, પરંતુ તું મારૂં "જીવન" થજે. હવે મારા વિચારો, શબ્દો, મનોવૃત્તિઓ, અને કૃત્યો તારા પવિત્રાત્માનો શ્વાસ લેવામાં અને તારી સ્તુતિ કરવામાં રોકાશે. હે મારા જીવનના જીવન, શ્વાસના શ્વાસ, નિરંતર તારી ઈશ્વરી પ્રેરણામાં રહેવું, પવિત્ર થવું અને ખુશી રહેવું એ કેવું મધુર છે ! તારા પવિત્રાત્માનો જય થાઓ.

## सात्विक विशुद्धि.

હે નિષ્કલંક પ્રભુ, તારૂં મંદિર એટલું બધું પવિત્ર છે કે ત્યાં વ્યભિચારનો અંશ પણ ન ખમી શકાય. જે પુરૂષોએ પોતાની શ્રદ્ધાનો અધમ ઉપયોગ કર્યોછે તેમને ઝાટકી કાઢવાને હું તને વિનંતિ કરૂંછું; આમ કરવાથી તારૂં કુટુંબ વફાદાર અને દુનિયા ઉપર સાચા ભક્તોના સાધુત્વનો દાખલો થઇ રહેશે. આ વિષયાસક્ત દુનિયામાં કેટલા બધા પુરૂષો પોતાના સદ્‌ગુણનો વિક્રય કરેછે, દુષ્ટ કર્મો કરી પોતાના શીયળનો ભંગ કરેછે, અને વિષયવાસના પૂરી પાડવાને પોતાની દેહને ગંદી અને ગલીચ કરેછે !! હે મારા ઈશ્વર, આ પ્રમાણે કેટલા બધા મનુષ્યો, અન્યદેવ અને નામીચા બેઈમાનદાર પુરૂષોને પોતાની શ્રદ્ધા અને પ્રીતિ વેચીને, પોતાના આત્માને અપવિત્ર કરેછે. એક સનાતન પ્રભુને સ્વામી કરી માનવો એને લોકો સખ્તાઇ સમજેછે. પોતાના ઇષ્ટ દેવને, ઔદાર્યનું ડોળ ઘાલી અંદરખાનેથી, ખુશી રાખેછે અને સંતુષ્ટ રાખવામાં મોજ માનેછે. જ્યાંસુધી ફાવે અગર ખુશી હોય ત્યાંસુધી નવા ધર્મમાં દાસત્વ કરેછે અને સ્તુતિ ગાયછે. પણ તેઓ એમ પૂછેછે કે શું અમે ગુલામ છીએ, અને આટલા બધામાંથી શું અમારે એકજ પંથ અને એકજ માર્ગને બંદીવાનની માફક વળગી રહેવું ? એટલામાં તેમનાં વ્યભિચારી હૃદય જવાબ આપેછે-અમારે ગુલામગીરી જોઇતી નથી, પણ અમે સર્વેને સંતોષ રાખીશું, અને સર્વના પ્રિય થઈએ, અને દરેક સાથે એકદમ સમાધાન કરવાથી સામાન્ય સારો મત અને લોક કીર્તિ મેળવીએ એટલા માટે અમે અમારૂં વ્હાલ ને પ્રીતિ સર્વેને વેચીશું—એ પ્રમાણે તેઓ એક વ્યભિચારિણી સ્ત્રીની માફક સર્વેને ખુશી રાખવા માગેછે. હે સર્વશક્તિમાન પ્રભુ, આ મોહનો નાશ કર, અને આ અધમ વ્યભિચારને મૂળથી દબાવી દે. વખતનાં વાજાં વગાડનારને, દહિં દૂધમાં પગ રાખી કામ કરનારને, પોતાની દેહ અર્પણ કરી તને મહાદેવ અને સ્વામી માનનારા તારા સાચા ભક્તોથી જુદા પાડ. તું અમારો એક સ્વામી, એકજ પતિ છે, અમારો પૂર્ણ વિશ્વાસ, વફાદારી, પ્રીતિ અને આધીનતા, એક પતિવ્રતા સ્ત્રીની માફક તને અર્પણ કરીએ એવી મતિ આપ. હે સાચાના બેલી પ્રભુ તારો જય થાઓ.

## दैवी क्राइस्ट.

શારીરિક ક્રાઈસ્ટ તે આંખ અને કાનની વાત છે, ઐતિહાસિક ક્રાઈસ્ટ તે હકીકત અને સંખ્યાની વાત છે, પરંતુ દૈવી ક્રાઈસ્ટ તે પરમાનંદ છે. હે પ્રભુ આ દુનિયાના લોકોને

અને મને આ દૈવી ક્રાઈસ્ટનાં દર્શન કરાવ. પ્રથમનાં બે રૂપમાં એ દુનિયાને જાણીતો છે, પણ ત્રીજા રૂપમાં હજી જોવો બાકી રહ્યોછે. મનુષ્યોએ તેને ચિત્રમાં પ્રત્યક્ષ દીઠો છે, ઐતિહાસિક ક્રાઈસ્ટને પુસ્તકોમાં વારંવાર વાંચેલોછે, પણ દૈવીને કયાં જોવો ? અરે જેનામાં તારા પવિત્રાત્માએ જન્મ લીધો તે ક્યાં ? હે પ્રભુ આ બાબત તારાં મંદિરમાંથી કશો ખુલાસો મળતો નથી, અને તારા ઉપદેશકોએ તત્સંબંધમાં મૌનત્વ ધારણ કર્યુંછે. તે પુત્રને કોણ દેખાડશે ? એને બતાવવાની શક્તિ કોનામાં છે ? હે પિતા, તારાસિવાય બીજું કોઈ સમર્થ નથી. પિતાસિવાય પુત્રમાં કશું આવી શકતું નથી; આટલાવાસ્તે તારા પુત્રને તેની ખરી ખૂબસુરતી અને ખૂબીમાં અમને દેખાડવા હું તને વિનંતિ કરૂંછું. શું હું મૂર્તિપૂજકની માફક અસ્થિ અને માંસ પૂરિત દેવને નમન કરૂં ? શું હું લૂગડાઉપર ભરેલા કે પથ્થર ઉપર કોતરેલા દેવને પ્રણામ કરૂં ? શું હું મુક્તિ મેળવવા વાસ્તે નિઃરસવાર્તાનો આહાર કરૂં ? ના ના, પ્રભુ, મને કશાથી સંતોષ વળતો નથી. હું જીવાત્મા છું માટે મારે સજીવ ક્રાઈસ્ટ જોઈએ. બીજોકોઇ ક્રાઈસ્ટ હું દેખતોનથી, ઓળખતોનથી, અને ચાહતો નથી. જે ક્રાઈસ્ટને આ દુનિયાના બજારમાં વેચવા મૂકેલોછે તેનો હું સ્પર્શ નહિ કરૂં. અને તે સુંદર તથા મૂર્ખ બાલકોને આનંદદાયક છે, પણ તેની દંતકથાને સારૂ હું એક પાઈપણ આપીશ નહિ. જે ક્રાઈસ્ટ તેં મને આપેલોછે તે મૃત્તિકામય કે માંસમય નથી, પણ તે પૂર્ણપરમાત્મા રૂપે છે; અને તેને મારો આત્મા જુવેછે, સ્પર્શ કરેછે, ચુંબન કરેછે, અને પ્રીતિ કરેછે. દયા તેનાં નેત્ર છે; અનુકંપા તેના કર્ણ છે; પ્રાર્થના તેના ઓષ્ઠ છે; મહાપિતાની ઈચ્છા તેના હસ્ત છે, ધાર્મિકપણું જે આખા વિશ્વને પુષ્ટિ આપેછે તે તેનું માંસ છે, અને સાર્વજનિક પશ્ચાત્તાપ તેનું રક્ત છે. આ બધાં એકઠાં થઈ મારા ક્રાઈસ્ટનું શરીર બનેલું છે અને મને ઘણું મનોરંજક લાગેછે; હું તેને કેવો મારા ઈષ્ટમિત્રની પેઠે ચાહુંછું અને તેનેસારૂ મારા અન્તરાત્મામાં નિત્ય ચિંતન કરૂંછું. હે પ્રભુ, પ્રત્યક્ષ ક્રાઇસ્ટને શ્રદ્ધારૂપી દૃષ્ટિએ નિહાળવાથી હું હમેશા આનંદ પામુંછું. આ ખુશી શ્રદ્ધાવાન પુરૂષોમાં વહેંચીશ. હે સર્વશક્તિમાન પ્રભુ, કલ્પિત ક્રાઈસ્ટને ખસેડીને પ્રત્યક્ષ ક્રાઈસ્ટ મૂક કે દુનિયા તેને સત્યતાથી ઓળખે.

## मोहित आत्म-पक्षी.

હે પ્રભુ, તું મોહિની સ્વરૂપ છે, તું પક્કો જાદુગર છે. આ વાત જેમ જેમ હું ઉમરે વધુંછું તેમ તેમ મને વધારે ઠસેછે. તું ફક્ત શિક્ષક કે સ્વામી નથી. આત્મા મોહ પામી જાય અને લપટાઈજાય એવો તારી આંખોમાં અને તારા શબ્દોમાં કંઈ જાદુ છે. જો એમ ન હોત તો મારૂં આત્મારૂપી નાનું પક્ષી પોતાના અસલના સ્વામીને તજીદઈ, પાંજરામાંથી ઊડી આટલું બધું ઊંચે શીરીતે જાત? મેં તેને ખવડાવ્યું, મોટું કર્યું, ચાહ્યું, ગાતાં શીખવ્યું અને રાતદિવસ સુખી કરવાનો પ્રયત્ન કર્યો. પછી મને વિશ્વાસ બેઠો કે હવે એ પક્ષી હમેશને સારૂ મારૂં થયું ને મને તજીદેશે નહિ. પણ હે પ્રભુ, હું ભૂલ ખાઉંછું એમ મને લાગેછે. તેં એને તદન જાદુથી બાંધી લીધું છે અને તારૂં કરી લીધું. હવે તે મને ઓળખતું પણ નથી. હવે હું તેને કહુંછું કે તું તારા અસલના પાંજરામાં આવ અને દોસ્તી તાજી કર. પણ તેમ કરવા તે ના પાડેછે. હું ઘણીએ તેને આ દુનિયાનાં ધન, દોલત અને પ્રકાશમાન ચીજો દેખાડીને લોભાવુંછું, પણ તે માનતું નથી. તે મારા કાલાવાલા ગણતું નથી. મારા સોનારૂપાતરફ જોતું-

એ નથી. મને તે ફક્ત એકલાં પોતાનાં ચળકતાં સુંદર પીછાં દેખાડીને એમ કહેતું હોય કે પ્રભુના હાથમાં ગયાપછી રંગમાં તથા ખૂબસુરતીમાં કેટલો બધો સુધારો થયોછે તે જો. હવે તે ખરેખર ઈશ્વરી પક્ષી બન્યું છે. હવે તે ફરીથી શાસારૂ પૃથ્વીઉપર આવે? તે હમેશા તારા પ્રસન્નવદનતરફ જુવેછે, અને તારી શાંત અને મધુરીવાણી શ્રવણ કરેછે. બીજા કશાથી તેને આનંદ પ્રાપ્ત થતો નથી. જે દિવસથી તેં યોગરૂપી ફળ ખાવા આપ્યું અને અમૃતરૂપી જલનું પાન કરાવ્યું તેજ દિવસથી તે તારૂં થઈગયું છે. હવે તેને સદાકાલ તારૂં કરી રાખજે. તેને નિરંતર તારાઉપર પ્રીતિ રાખવા દે અને તારા શુભનામના ગુણ ગાવાદે. સ્વર્ગના અન્ય અક્ષય પક્ષીની સંગતમાં તેને આનંદથી ઊંચે ચઢવાદે. સુંદર, અનાદ્યંતપ્રભુ, તારો મહિમા વધો.

## मंदवाडमां प्रभु आपणी माता अने धात्री.

હે મારા પ્રભુ, આ દુનિયાની મુસીબતો તે ખરેખર મુસીબતોજ છે; તોપણ વ્યાધિમાં ઘણીવાર કંઇક મઝા રહી છે. અશક્ત અને વિશ્રામિત શરીર સહસા યોગાવસ્થા શી રીતે પ્રાપ્ત કરેછે તે દેખાવ મને સાનંદાશ્ચર્યકારી લાગેછે. મંદવાડ આવવો એ ઘણા દુ:ખની વાત છે એમ ઘણા લોકોનું માનવું છે. પણ જ્યારે તું મંદવાડના ખાટલા ઉપર છાનોમાનો આવીને, લાંબા થઇ સૂતેલા તારા પુત્રનું ખશી ગયેલું માથું ધીમેથી ઊંચકી માતૃવત્ ખોળામાં મૂકેછે, અને આસ્તેથી સુખકારક વાતો કરેછે, ત્યારે મનોદ્વેગ કેવો જતો રહેછે, અને આત્મા કેવો આનંદ પામી તારી સાથે ઊંડી વાતો કરવામાં મંડી પડે–છે! તે વખતેજ શય્યા કંટકમયી હોયછે તે પુષ્પમયી બનેછે. હું જ્યારે તારાં કોમળ નેત્ર જોઉંછું, અને શાંતિનો ઉચ્ચાર કરતા હાસ્યજનક વદનને શ્રવણ કરૂંછું ત્યારે તારામાં તલ્લીન થાઉંછું; હું યોગમાં ઊંડો ઊંડો પ્રવેશ કરૂંછું, અને પુષ્કળ હસુંછું. તારા સિવાયની આરોગ્યતા અને ધન દોલતના કરતાં, જેમાં તું માતૃ અને ધાત્રીવત્ સંભાળેછે એવો વ્યાધિનો સમય ઘણો સારો. હે રોગીને મટાડનાર અને દિલાસો આપનાર પ્રભુ તારા નામની જય.

## नित्यकर्म.

હે પ્રભુ, મારાં નિત્ય કર્મમાં હું પ્રવૃત્ત થાઉંછું; માટે તને મારો દેહ અર્પણ કરૂંછું અને મને મુક્ત કર એવી યાચના કરૂંછું. કારણ કે દુનિયાદારીનાં કૃત્યો મારી બુદ્ધિ ફેરવી નાંખેછે, દૈવી મનોવૃત્તિયો અને આશાઓને મારી નાંખેછે, લોભ, લાલચ, અદેખાઇ, અહંકાર ને તે સિવાય અગણિત હલકા અવગુણોને ઉશ્કેરેછે. તારી સહાયતાવિના દુનિયાદારીના મોહ અને લાલચોમાં પેસવાની હિંમત ચાલતી નથી. હે ઈશ્વર મને સહાય થા.

## प्रेम.

હે મારા પરમેશ્વર, મેં મારી જીંદગીમાં મોટી ભૂલ કરી છે તે હું પોતેજ કબૂલ કરૂંછું. તને અને દુનિયાને સાથે ભજાશે અને તેમજ બનવું જોઈએ એમ હમેશા હું માનતો હતો. અફસોસ! હવે હું છેતરાયો હઉં એમ લાગેછે. જે તારી સેવા પરાયણ છે તેણે દુનિયાનો તમામ ત્યાગ કરવો, અને ફક્ત તારા એકલાજ ઉપર પ્રેમ રાખવો. હે મારા ઇષ્ટ, મુક્તિદાયક પ્રભુ, જેથી સદા તેજસ્વી, હૈયાના હાર, હે પ્રભુ તનેજ ફક્ત હું મારૂં પ્રેમાસ્પદ કરૂં, એવી મને સહાયતા આપજે.

## दिव्य नाविक.

હવે એ નદી નથી. હે પ્રભુ, મારી આસપાસ હવે જે હું જોઉંછું તે સમુદ્ર છે, વિસ્તીર્ણ સાગર છે. મારી જીંદગીની આગળ જવાની ગતિયે મારા અસ્થિર વહાણને અહીં લાવી અટકાવ્યું છે, અને મારો સઘળો આધાર તારા ઉપર છે એમ આ વખત મારા મનમાં લાગેછે; કારણ કે તારા સિવાય આ સમુદ્ર ઉપર મારૂં નાવ કોણ હાંકે? તારા વિના દરિયો કોણ ખેડે? તેની લંબાઇ, પહોળાઇ અને ઊંડાઈ ભયાનક છે. ભયંકર તોફાન અને ગર્જનાયુક્ત મોજાં સામે જવાની મારી હિંમત ચાલતી નથી. અને વળી કઈ પૂર્વે કે કઈ પશ્ચિમ દિશા તેનું મને જ્ઞાન નથી. તમામ અંધારૂં, દિલગીરી ભરેલું અને બીકરમંદ છે. હે મારા નાવિક, આ બધા ભયમાં હું સુકાન તારા હાથમાં આપીશ, અને બુદ્ધિરૂપી જે બોજો વારેઘડીએ બૂરાડી દે એમ લાગેછે તે નાંખી દઇશ. આનંદમય અને સુખકારક નૌકાશયમાં* મને, હે મારા દિવ્ય નાવિક, લઈ જા.

## क्रोध.

હે ઈશ્વર, ક્રોધ એ મનોવિકારનો આવેશ છે. વખતે તે તાત્કાલિક શમી જાયછે, પરંતુ તેને કંઇ ઉત્પાદક વસ્તુ મળી આવેછે એટલે પાછો સજીવન થાયછે. હું આજ કેટલાં બધાં વરસથી તે દબાવી દેવાનો પ્રયત્ન કરૂંછું, અને તેમાં કેવી શરમભરેલી રીતે નિષ્ફળ થયોછું તે તને વિદિત છે. હમણાજ તારી પ્રાર્થના કરીછે, પરંતુ જરા કંઈ કારણ મળે તો મારો મીજાજ ખશી જાય અને મને વૈર લેવાનું મન થાય. હે મારા તારક, જ્યારે પ્રથમ હું તારી પાસે આવ્યો ત્યારે મારૂં મન ઘણું અપવિત્ર અને દ્વેષી હતું. તેં મને ક્ષમાગુણ શીખવ્યો છે, પરંતુ તે અવગુણ મૂળ મૂકીને જતો રહ્યો નથી; અને જ્યારે કસોટીનો સમય આવેછે ત્યારે મારાથી ધૈર્યાવલંબન થઇ શકતું નથી. જેથી મારા સર્વ દુષ્ટ મનોવિકાર દબાવી દઉં, એવો, હે પ્રભુ, તું મને પ્રેમ આપ.

## अस्थिरता.

હે ઈશ્વર મને અસ્થિરતાથી દૂર રાખ. સરડાની માફક હું મારા રંગ વારંવાર બદલુંછું. મારી રહેણી અસ્થિર છે, અને તેનો પાયો ચલિત છે. હું કાલે હતો તેવો આજ નથી અને આજથી આવતી કાલે જુદોજ હઈશ. જેઓની વર્તણુક તારે હાથે ઘડાઈછે તે બદલાતી નથી; અને ઘણા વિપત્તિના સમયોમાં તેની સાચવટ અને પવિત્રતાની કસોટી કાઢેછે પણ ચલિત થતી જણાતી નથી. તેઓ તારા બળને લીધે બળવાન છે, અને તેથી કરીને પોતાના નિયમ ભંગ કરતા નથી અને જરાપણ ફરતા નથી. હે દયાળુ પ્રભુ, મને એક ખડકના જેટલો સ્થિર કર.

## ईश्वरी न्याय.

હે પ્રભુ તું અમારો ન્યાયકર્તા છે, અને તારો ઠરાવ સખ્ત છે. તારાં અવિહિત માર્ગે ચાલનારાં બાલકોનો તું સખ્તાઇથી ન્યાય કરેછે. જે લોકો તું સર્વનો ન્યાય સમાન રીતે કરેછે એવું માનેછે તેઓ મૂર્ખ છે. હે પ્રભુ જેને તેં વધારે આપ્યુંછે તેની પાસેથી તું વધારેની આશા રાખેછે. જો આપણે મોટા બુદ્ધિશાળી હોઇએ, સત્તાવાન અને

* બંદર.

અધિકારવાળા હોઇએ, જો આપણને સારૂં કરવાની તકો ઘણી મળતી હોય, તો ખાત્રી રાખવી કે આપણી પરીક્ષા સખ્ત થવાની અને આપણી તપાસણી ઘણી બારીક રહેવાની, અને આ વક્ર પંથે ચાલવાથી અને ભૂલો કરવાથી આપણે મોટા શાસનને પાત્ર થવાના. જેથી અમારી સત્તા અને મળેલી તકોનો સારો અને ખરેખરો લાભ લઈએ, અને તારી સમીપના ન્યાયવખતે ભીતિ રાખ્યાવિના ઊભા રહેવાને શક્તિમાન થઈએ, એવી હે પરમાત્મા પ્રભુ, અમને સહાયતા આપ.

## वृद्धत्व.

હે મારા ઈશ્વર, હું દિવસે દિવસે ઘરડો થતો જાઉંછું એમ લોકો કહેછે. જેને હજી આ મોટો કાર્યરૂપી સમુદ્ર ડોહોળવોછે તેને વૃદ્ધ શીરીતે કહેવાય તે મને સમજાતું નથી. જેણે આ દુનિયામાં પોતાનાં કર્તવ્ય કર્મ કર્યાંછે, જેનું શરીર ખવાઇ ગયુંછે, જે અશક્તછે, નિરાશીત છે અને મનુષ્યજાતનો દ્વેષી છે તેવા સીત્તેર વરસની ઉમરના મનુષ્યને વૃદ્ધ તો કહેવાય. પણ હે મારા સ્વામી, જેણે પોતાનું કૃત્ય હમણાજ આરંભ્યું છે, જે આશા ભર્યોછે, જેની બુદ્ધિ તીવ્ર છે એવો જે હું તેનો કાલ પૂરો થયો તે મારા માનવામાં શીરીતે આવે ? હજી તો ભર યુવાવસ્થામાં છું, કારણકે તારી સેવામાં હમણાજ દાખલ થયોછું, હું બેઠાખાઉ નથી ને થનાર પણ નથી.

## मानभंग.

મનુષ્યો મારી નિંદા કરે અને મને ગાળો દે તેટલા સારૂ મારે નિરાશીત અને માનભંગ થયેલો શા સારૂ માનવું જોઈએ ? તેમની માયાળુ ( જોકે દેખીતી તો ક્રૂર કહેવાય તેવી ) વર્તણુકને લીધે હું દીનતા અને નમ્રતા શીખ્યો તેને માટે, હે પ્રભુ, મારે તો તારો ઊલટો આભાર માનવો જોઇએ. હે પ્રભુ, જેથી હું અયોગ્ય છું એમ મને લાગે, અને હું કશાને પાત્ર નથી એમ મારા મનમાં માનું, એવું મને શીખવ.

## रामबाण औषध.

વૈદ્યરાજ, મારા મનના રોગ મટાડ. મેં આ દુનિયાના વૈદ્યો તપાશી જોયા, દરેક પ્રસિદ્ધ ઔષધનો ઉપયોગ કરી વાળ્યો, પણ મને કશાથી ફાયદો પડ્યો નહિ. મને મટાડનાર તો ફક્ત તું એકલોજ છે; અને તારાસિવાય મને બીજું કોઇ આરામિયત લાવનાર નથી; મારા જીંદગીના બાહ્ય દોષો તેં ઘણા મટાડ્યાછે; પણ મારાં રૂધિર અને હાડકાંમાં કુચાલનાં બી રહેલાં છે, તેમાટે તારા દૈવી ઉપાયો લગાડી મને પવિત્ર અને આરોગ્યવાન કર. હે સર્વ વ્યાધિવિદારક પ્રભુ, " મારે પૂર્ણ આરામિયતની જરૂર હોય તો થોડાં અઠવાડીઆં આ દુનિયાબહાર કંઇ હવા ફેર બદલ કરવા જવું જોઈએ," એવું બોલતો મેં તને ઘણીવાર સાંભળ્યો છે. હે ઈશ્વર, તારી એવીજ મરજી હોય તો સ્વર્ગલોકમાં રહેલા સાધુ પુરૂષોની સાથે મને સ્વચ્છ હવા લેવા દે અને પછીથી હું સાજો તાજો દુનિયા ઉપર પાછો આવીશ.

## दूर प्रदेश.

વાદળાંમાં અડધી ઢંકાઈ ગયેલી પરંતુ મારા મનને આકર્ષણ કરતી આ જે દૂર ભૂમિ હું જોઉંછું તે કઇ હશે? હે મારા પ્રભુ, શું વિશ્રામિત યાત્રાવાસીને તેં વચન આપેલી

મુક્તિ અને આનંદની જગા તે એજકે ? હે ઈશ્વર, તારા પવિત્ર નામની જય, જય, જય! હે પરમાત્મા મારી ગતિ ત્વરિત કર, અને જેથી હું મારી યાત્રા ઝટ પૂરી કરૂં એટલામાટે દોડાવ. હે પ્રભુ, હું તને ધીમે રહીને એમ બોલતો સાંભળું છું કે "ઘર" ઘણું દૂર છે, ને ત્યાં જતાં પચાસ હજાર વરસ જોઇએ. હે મહાદેવ, શું પચાસ હજારજ વરસ? જો તે પવિત્ર સ્થાન મળશેજ એવી ખાત્રી આપતો હોય તો આટલો કાળ કંઈ ગણત્રીમાં નથી.

## एक गृह.

હે ઈશ્વર, તારા દાસને તેં ફક્ત એકજ ઘર બાંધવાની રજા આપીછે, ઝાઝાં ઘર બાંધવાનું કહ્યું નથી. તેઓ તો દરેકને સારૂ જુદું જુદું ઘર બાંધેછે, કારણકે તેમને પરસ્પર ફાવતું નથી, અને એક બીજાના ઘરનો દોષ કાઢેછે. પિતા, આ મતભેદમાં અમે અહંકાર, સ્વાર્થ, અને અવિશ્વાસ જોઈએછીએ. અમે ઇશ્વરદત્ત સુખદુઃખના સમવિભાગી છીએ, ફક્ત એકજ શરીરના જુદા જુદા અવયવો છીએ, અને હે દયાળુ પ્રભુ, તેં અમને એકજ ઘરમાં રહેવાની આજ્ઞા કરીછે. પરમેશ્વર આવી બુદ્ધિ આપ, આવો સંપ આપ !

## सौंदर्य.

હે ઈશ્વર, તારા મુખની કાંતિએ સઘળા સાધુપુરૂષોનાં મન હરી લીધાં છે. મને પાપીજીવને તેં થોડીઘણી તે દેખાડી છે, પણ હજી તેં મારૂં મન હરી લીધું નથી. હે પ્રભુ, મારૂં મન કેવું કઠિણ અને વિષયાસક્ત હોવું જોઈએ ! જો તારૂં નિરંતર નિરીક્ષણ કરૂં તોપણ તારાઉપર પ્રેમ ન રાખું ? ના, રાખું.

## नूतन पुष्प.

આ દુનિયાના બાગમાં દરેક તરેહના પુષ્પની ગણત્રી કરવામાં આવીછે, ને તેના વર્ગ પાડ્યાછે. પરંતુ તારી સ્વર્ગ વાટિકામાં નવિન જાતનાં અપૂર્વ પુષ્પો થાયછે. ત્યાં નવા વિચારો ઉત્પન્ન થાયછે ને નવો આનંદ પેદા થાયછે. ત્યાં દરેક ઝાડઉપર તાજાં ફૂલ આવેછે એટલુંજ નહિ, પણ કદી દૃષ્ટિએ ન પડેલાં નવી જાતનાં ફૂલ એકજ ઝાડઉપર આવેછે. હે પ્રભુ કોણ જાણેછે કે, તારા દીન સેવકને તું કાલે કેવોએ નવો આનંદ અને પ્રકાશ આપીશ ?

## सत्यमित्र.

દૈવી મિત્રાચારી પણ કેટલાક કાળ પછી બંધ પડી જાયછે એ વાત શું ખરી છે ? અને તારા મંદિરમાં પણ સારા મિત્રો જુદાપડી જાયછે ? હે પ્રભુ, આ ક્યમ બને ? જે જે મેં સારો અગર નઠારો હમેશાને સારૂ મિત્ર કર્યો, તેને ચાહાવાનું અને માન આપવાનું હું શીરીતે બંધ કરી શકું ? હે મારા પિતા, મારાથી તો એ નહિ બની શકે. જેઓને તેં એકત્ર કર્યાં તેમને વિભિન્ન કરે એવી કોઈ ચીજ નથી. મેં નાનપણમાં એક સાથે દોસ્તી બાંધી હતી, તેને હું ઘણી હોંસ અને ઉત્કંઠાથી ચાહાતો હતો; તે હમેશા મારા જીવ જેટલો વહાલો હતો. હવે તે દૂર જતો રહ્યોછે; આટલું છતાં પણ તે મારી પાસે છે. પ્રીતિની ગુહ્ય ગોષ્ટિ કોના કળવામાં આવે ? હે અવિનાશી પ્રભુ, આ તારા રાજ્યમાં જે લોકો મારા સંપર્કમાં આવ્યા છે, જે મિત્રો તથા સહકાર્ય કર્તાના સંબંધમાં સાથે જોડાએલા છે તેમની સાથે એક મન અને સરલતાથી વર્તું એવું કૃપા કરીને શીખવ.

## पवित्रनिरीक्षण.

હે મારા પરમેશ્વર, મારો મોક્ષ તારાં નેત્રમાં છે. તેટલા સારૂ મારાં નેત્રો પવિત્ર કર એવી વિનંતિ કરૂંછું અને દરેક વસ્તુને તેના સત્યપ્રકાશમાં જોવાની શક્તિ માગું-છું. આ દુનિયાના સુખભોગ અને દોલતની અસારતા જોવાને, અને તુંજ ફક્ત પ્રેમની સારતા છે એમ જાણી તારી તરફ ફેરવવાનું, મારાં નેત્રને શીખવ. તારા પવિત્રાનનને વારંવાર જોવાથી મારાં ચક્ષુ પવિત્ર કરી શકું. દરેક પુરૂષ અને વસ્તુને નિર્મળ દૃષ્ટિથી જોતાં શીખવ. હે ઇશ્વર, મારાં ચર્મચક્ષુમાં આવી વસ.

## दैन्य.

હે પ્રભુ, જો બરાબર અને પ્રાર્થનાપૂર્વક ચોકસાઈ રાખવામાં ન આવે તો બીજી ઘણી સારી વસ્તુઓની માફક ગરીબાઈ પણ થોડા કાળ પછી જતી રહેછે. હે દયાળુ પિતા, મારા મનની નમ્રતા અને ગરીબાઈરૂપી ખજાનો, જેમ ધનાઢયો ધનના ઢગલા સાચવેછે તેમ, મારાથી સાચવી શકાય એવી શક્તિ આપ. હું તે ખજાનો મેળવવામાં અને મેળવ્યા પછી સાચવી રાખવામાં ઉત્સાહી અને પ્રાર્થનાનિષ્ઠ થાઉં એવું તું કર.

## अभिमान.

હે પિતા, મને કૃપા કરીને વધારે નમ્રતા શીખવ. અભિમાન મારો કટ્ટો દુશ્મન છે. તે જેવું મારા હૃદયને મલીન કરેછે તેવું બીજી કોઇપણ વસ્તુ કરતી નથી; તે પ્રેમ તથા પવિત્રતા—જે શ્રદ્ધાના બે મુખ્ય પાયા છે તે—ને બુઝાવેછે. તને ફક્ત નમ્રતાપૂર્વક પ્રણામ કરૂં ને મારી અયોગ્યતા કબૂલ કરૂં તો હું નમ્ર કહેવાઈશ એમ મને વખતે લાગેછે; પણ આમ હું છેતરાઉંછું. મારા ભાઇઓ અને બહેનોની સમક્ષ મારૂં ગાવષ્ઠ મસ્તક મારાથી નમાવાતું નથી. તેઓના પગની ધૂળ મારૂં મોક્ષ મેળવવાનું સાધન છે એ મારા મનમાં આવી શકતું નથી. હે પ્રભુ, મારા પથ્થર જેવા કઠણ અભિમાનને કચરી નાંખ અને મને નમ્ર અને સહનશીલ કર.

## सत्संगति.

હે પ્રભુ, યોગશાસ્ત્ર મને એમ શીખવેછે કે અનાદ્યંત સમુદ્રના કિનારા ઉપર, થાકેલો મુસાફર વિશ્રાંતિ મેળવે અને પોતાનું દુઃખ ભૂલી જાય એવું એક ઘર છે. તે ઘર તારા દયાભાવને લીધે મેં મારા અન્તરાત્મામાં છેવટે શોધી કાઢયું. તે ઘણુંજ શાંત છે; તેની ગંભીર શાંતિ એટલી બધી છે કે તારી સાથેનો સમાગમ તે, સંપૂર્ણ, સ્વાભાવિક, સહેલો અને સારો કરેછે. અને તેના અત્યનુકૂલ સ્થાનનો અનાદ્યન્તત્વ સાથે એટલો બધો નિકટ સંબંધ હોવાને લીધે, આ લોકમાંથી મારૂં મન નિવૃત્ત કરી પરલોકમાં પ્રવૃત્ત કરેછે. હે અદૃશ્ય પ્રભુ, ત્યાં હું તારી સાથે રહું એમ કર, કારણ કે તું ગુહ્ય દેવ છે અને એકાન્તવાસ તને પ્રિય છે.

## गरीबाई.

અરે ગરીબાવસ્થા કેવી મુસ્કેલ છે? મેં ઘણો પ્રયત્ન કર્યો, મેં ઘણાં ફાંફાં માર્યાં, પરંતુ ઈશ્વરી અને આનંદકારી ગરીબાઈ મારાથી દૂર ને દૂર રહેછે. હે પ્રભુ, હું યોગીના

ઝુંપડામાં પેઠો છું, તેનાં ફાટી ગયેલાં જીર્ણ વસ્ત્ર મેં ધારણ કર્યાં છે અને સાદું ભોજન કરી રહુંછું. આમ છતાં પણ હું ગરીબ લાગતો નથી; હજીપણ મારૂં અન્તઃકરણ તવંગરના જેવું, અભિમાની, ક્રોધી, અને દુનિયાની રમતગમત અને વિષયાસક્તિને ચહાનારૂં છે. હે પરમેશ્વર, મારા આત્માને નમ્ર કર, અને મારૂં મન ગરીબ અને નિરભિમાની કર.

## आत्मसमर्पण.

હે પ્રભુ, આ દુનિયાઉપર કુલ સત્તાવાળો અને માલમતાવાળો "હું" એક છું એવો વિચાર મને શા વાસ્તે આવવો જોઈએ? એક સ્વતંત્ર સ્વામી તરીકે "હું" નું મારી કલ્પનાસિવાય બીજે કંઈ ઠેકાણું નથી. જો હું રહેલો છું તો, હે પ્રભુ, જેનું સર્વસ્વ વેચાઈ ગયું છે ને તેથી કરીને બીજાના હાથમાં છે એવા જન્મેલા ગુલામ તરીકે રહેલો છું. હે ઈશ્વર, મને મારી ખરી સ્થિતિનો વિચાર કરતાં શીખવ; અને આ દુનિયાની માલમિલ્કત એકલીજ નહિ, પરંતુ જેને વારંવાર "હું" "હું" કરી કહુંછું તે પણ મારી આસપાસ જે લોકો વસેછે તેમનું છે એવું અન્તઃકરણપૂર્વક મને લાગે એવું કૃપા કરી કર.

## आत्मानी भूगोलविद्या.

હે પરમેશ્વર, આત્માની ભૂગોલવિદ્યાના જ્ઞાનમાં હું દિલગીરીની સાથે અપૂર્ણ છું; અને તે જ્ઞાન આપવાને માટે તને વિનંતિ કરૂંછું. તારા ડાહ્યા અને ધર્માસક્ત પુત્રો આ વિદ્યાના પ્રકાશને લીધે અંદરના જુદા જુદા પ્રદેશમાં ફરી શક્યાછે. હે પ્રભુ, પેલી શ્રદ્ધાની ટેકરીઓ, સત્સંગતિની ખીણો, પ્રીતિની વાડીઓ, અને જેને વાસ્તે ભવિષ્યવાદી અને પેગંબરોએ છટાદાર ભાષામાં વિવેચન કર્યું છે એવો શાંતિનો સમુદ્ર—આ સઘળી વસ્તુઓ ક્યાં છે? તે મને બતાવ. અને હે દયાળુ ગુરૂ, જેણે તારા ઘણા ભક્તોને ખરેખરા ધનવાન કર્યા તે પુણ્યની દોલતની અખૂટ ખાણો કઈ જગાએ ગુપ્ત પડેલીછે તે જગાઓ મને બતાવ. હે પ્રભુ, મને અંદરના પ્રદેશની ભૂગોલવિદ્યા સમજાવ, અને કૃપા કરીને, આત્માની ઊંચાઈ ને ઊંડાઈ હું જાણી શકું, એવું સંપૂર્ણ જ્ઞાન આપ.

## प्रजापाळक प्रभु.

હે પ્રભુ, હું તારી અપરિમિત પ્રીતિની સ્તુતિ કરૂંછું અને ગુણ ગાઉંછું; તોપણ તારી દયાભાવનો થોડો વિચાર લાવવો અગર ફક્ત જેટલો મારી હયાતીમાં તે ગુણનો અનુભવ તેટલાજ સારૂ વિચાર કરવો જોઇએ એવું મારા મનમાં આવ્યાં કરેછે. તારૂં ડહાપણ અપાર છે એ હું કલ્પનામાં માનુંછું, પણ તેની સંપૂર્ણતાનો મને વિચાર આવતો નથી. પ્રતિદિન જે અલ્પ પ્રીતિ તું મને કૃપા કરી દેખાડે તે મને લાગે એમ કર, અને તે મધુર આબેહૂબ ગુણનું અવલંબન અને ઉપભોગ કરવા દે.

## प्राचीन सत्यान्वेषण.

નવા સત્યની શોધમાં હું જૂના પાઠ ભૂલી જઈશ એવું મને ભય લાગેછે. હે મુક્તિદાતા પ્રભુ, મારી સાથે તારા વ્યવહારિક સંબંધના જૂના કરારોમાં મારો ઉત્સાહ હમેશાં છે એટલો ને એટલો તાજો રહે એમ કર; ગતદિવસોમાં જે સત્ય અને આનંદ તેં આપ્યાં છે તે હું મનમાં વારંવાર યાદ કરૂં એમ કર; અને તુંજ મારો હમેશનો મિત્ર અને માર્ગોપદેશક છું એમ જાણી તને ચહાતાં અને પૂજતાં શીખું એમ કર.

## नम्रता.

હે મહાપ્રભુ, હું કેવો અલ્પ છું તે જાણવાની મને મતિ આપ. તારી પ્રૌઢ સમક્ષ હું ધરતી ઉપર ચાલતા માત્ર કીડા જેવો અને રેતીના માત્ર કણ જેવો છું. મારી કેવળ અયોગ્યતાની અતિ બલિષ્ઠ મનોવૃત્તિમાં શરમથી મને સંતાવા દે; હે ઈશ્વિર, તારી સમક્ષ હું કોણ? કંઈજ નહિ. એવી મને દીનતા શીખવ.

## साधु पुरुषोना समागम.

હે પરમેશ્વર, મને સાધુ પુરૂષોના સમાગમનો ઉપદેશ સમજાવ. આ પાપી અને દુ:ખી દુનિયામાંથી અત્યુત્તમ સાચા મનુષ્યો તારી સમીપ નિરંતર સુખ અને આનંદમાં વસવા આવ્યા છે. મારો પ્રથમ ધર્મ તારો પવિત્ર સમાગમ કરવાનો છે અને બીજો ધર્મ તેઓની સત્સંગતિ મેળવવાનો છે. અપરોક્ષ છતાં પણ આત્મારૂપે તું મને તેઓની સાથે રહેવા દેછે અને તેઓની સુખકારક અને પવિત્ર સંગતનો લાભ કરાવેછે. હે કૃપા-નિધિ, મને દયાખાતર આટલી સત્તા આપજે.

## गुप्त समाचार.

હે પ્રીતિમય પ્રભુ, જો તારે મારા આત્મકલ્યાણાર્થે કંઇ ગંભીર કે ગુપ્ત સમાચાર કહેવાના હોય તો મને કોઈ એકાંતસ્થાનમાં લઈ જા અને તે શુભવર્તમાન કહે. હે પરમેશ્વર, તું મારી સાથે ક્યાં બોલીશ તે કહે—પર્વતની ટેકરી ઉપર, નદીના કિનારા ઉપર, કે કોઈ જંગલના એકાંતસ્થાનમાં—કહે તું ક્યાં હઇશ. જ્યાં કહીશ ત્યાં હું નિય-મિતકાલે હાજર થઇશ અને તારી દૈવીવાણી શ્રવણ કરવાને તત્પર રહીશ. હે ઈશ્વર, સ્વર્ગની ઊંડી મસલતો હું તારી પાસેથી શીખું એવી મારી ઇચ્છા છે.

## एकत्व.

અરે આ ક્રૂર અને દુ:ખદાયક એકત્વ, હે પ્રભુ તેમાંથી હું મુક્ત થાઉં એવી મને બુદ્ધિ આપ. મારી અભિમાની દેહ તારામાં અને જગત્‌માં લય પામે એવી અમારી ઇચ્છા છે. મારે પૃથક્ અને સ્વાર્થમય પોતાપણું જોઈતું નથી. હે મારા પિતા, મને આ બધી મનુષ્યજાતિમાં તેમના કલ્યાણાર્થે રહેવાદે. હું તેમને સારૂ તારામાં તલ્લીન થાઉં. હે કૃપાકાન્ત, આત્મભાવ અને સ્વાર્થ બુદ્ધિને સમૂલથી ઉખેડી નાંખ. મારી આસપાસ વસનાર સાથે મને એકમય થઈ જવા દે.

## ईश्वरेच्छा.

હે મારા ઈશ્વર, હું મારી પત્ની તથા બાળકોની તંગીઓ સંપૂર્ણ રીતે પૂરી પાડી શક્તો નથી તેટલાસારૂ મારા મિત્રો મારો વાંક કાઢેછે. હે પ્રભુ, જો તેઓ પ્રત્યેના ધ-ર્મમાં ભૂલ કરૂં તો તારી દૃષ્ટિમાં દોષવાન ગણાઉં; પણ આમ કરવામાં હું ઈશ્વરેચ્છા ઉપર રહેવાનો અભ્યાસ કરૂંછું એવું મારૂં અન્તઃકરણ કહેછે. મારી પત્ની અને બાળકો તારાં થયાંછે, મારી જીંદગી પણ તારા વશમાં છે. મારે અમારા ભોજન તથા વસ્ત્ર સારૂ ચિંતા ન કરવી જોઇએ એવું જ્ઞાન આપ; અમે સવિશ્વાસ તારી પૂજા કરીએ અને સર્વ વ-સ્તુઓ તને સોંપી દઈએ.

## દૈવી સંપ.

હે પ્રભુ, શું અમે સ્વર્ગમાં મળીશું ? તારૂં તો એમ કહેવું છે કે આ દુનિયામાં અમારા આત્માનો પરસ્પર એક સંપ થયો હશે તો ત્યાં પણ થશે. આવો સપ્રેમ સંપ અમારામાં નથી તેથી મને ઘણું માઠું લાગેછે; આજ કારણને લીધે સ્વર્ગમાં એક સુખી કુટુંબ બની રહેવાનો સંભવ પણ ઘણો થોડો રહેછે. હે દયાનિધે, તારા પવિત્ર મંદિરમાં અમે નિરંતર સંયુક્ત રહીએ એવી અમને પવિત્રતા અને પ્રીતિ આપ.

## સ્વર્ગનો દૂત.

પેલા વૃક્ષ ઉપરથી એક સુંદર નાનું પક્ષી ઊડયું તે મારી દૃષ્ટિગોચરમાં પડયું. હે પ્રીતિમય પ્રભુ, મેં તેને તારો દૂત જાણી આદરસત્કાર કરીને પૂછ્યું કે તારીપાસે સ્વર્ગમાંથી મારે સારૂ કંઈ સંદેશો છે ? તે બોલ્યું નહિ, પરંતુ મને ધીરજ વળી. સ્વર્ગમાંથી મોકલેલું કબૂતર મારે સારૂ કંઈ ખુશખબર કોઈ દિવસ પણ લાવશે એવી, હે પરમાત્મા, મને શ્રદ્ધા છે.

## કુદ્રતનો અવાજ.

જ્યારે દુનિયા નાની વયમાં હતી ત્યારે લોકોના કહેવા પ્રમાણે સર્વ પશુપક્ષી બોલતાં એટલુંજ નહિ, પણ સર્વ વસ્તુઓ પણ બોલતી. હે પ્રભુ, હજુએ તે બોલેછે, પરંતુ તે સમજવાને સારૂ મારો આત્મા બાળકવત્ કોમળ હોવો જોઈએ. દરેક શ્રદ્ધાવાન પુરૂષ ને તે મોહનીય વક્તૃત્વથી બોલેછે. શું ચંદ્ર નથી બોલતો ? શું ગુલાબનાં ફૂલ નથી બોલતાં ? તારા કહેવા પ્રમાણે તે બોલેછે. હે પ્રભુ, કુદ્રતની સાથે નિરંતર ખુશીથી વાત કરવાની મને શક્તિ આપ.

## અલ્પ વસ્તુ.

મોટા સુધારા કરવાના લોભને લીધે, હે પરમાત્મા, હું મારા નાના ધર્મ ભૂલી ગયોછું અને જીંદગીનાં અલ્પ પાપોને વિસારી દીધાંછે. જુદી જુદી પ્રજાઓના કલ્યાણાર્થની ઉપયોગી બાબતમાં મારૂં ધ્યાન અને સ્વાર્થ લાગ્યાંછે. પ્રજાસુધારક હીલચાલોમાં મારૂં અન્તઃકરણ ઉદ્યોગી રહ્યું છે; પરંતુ આત્મસંશુદ્ધિને માટે લક્ષ પણ ખેંચાતું નથી, અને વખત પણ મળતો નથી. હે પરમેશ્વર, આ જીંદગીની નાની નાની બાબતોમાં પણ ધ્યાન રાખતાં અને મારી વર્તણુક ઉપર જે ક્ષત હોય તે કાઢી નાંખતાં શીખવ. નિત્ય કર્મો સાવધાનપણેથી કરૂં; અને મારી આસપાસ વસનારાના વિવિધ સંબંધો સાચવવાને કાળજીવાળો થાઉં એવું કર. મોટી બાબતોના કરતાં નાની બાબતો ઉપર મારા મોક્ષનો આધાર થોડો નથી. તારાં બતાવેલાં કૃત્યોમાં એકે એવું નાનું નથી કે જેની કાળજી ન રાખું તો ચાલે; તું જે જે વસ્તુઓનો ત્યાગ કરવાનું મને કહેછે તે કંઇ ઓછા મહત્ત્વની નથી એવું તું કૃપા કરીને મને જ્ઞાન આપ.

## ગુરુ.

હે પિતા, આસપાસ વસનારા લોકોની સલાહથી તારો બાળક કંટાળી ગયોછે. મારી ધાર્મિક જીંદગીની શરૂઆતથીજ, તારી અમર પ્રભુતાને લીધે, જ્ઞાન અને બોધ

ગ્રહણ કરવાની મને ટેવ પડી ગઈછે. તેં મને શ્રદ્ધા અને સુબુદ્ધિને માર્ગે ધર્મ અને નીતિના નિયમો શીખવ્યાછે, અને તેટલાજ કારણથી અન્ય પુરૂષોનું બોલવું મને નવાઈ જેવું લાગેછે અને સમજણ પડે તેવું નથી. હે ઈશ્વર, તું સારી પેઠે જાણેછે કે તારી નિશાળમાં હું એક શિષ્ય છું અને હમેશાં તારા સિવાય બીજા કોઈ શિક્ષક અગર ગુરૂને સ્વીકારતો નથી. મને કોઇ પણ શીખવે નહિ એવું કર, કારણકે દુનિયાના લોકોના શીખવ્યા પ્રમાણે ચાલવાથી ઊંધે રસ્તે જવાનો મને ભય લાગેછે. હે ઈશ્વર, તું અમારાં ધર્મપુસ્તકો થા, અને અનાદ્યંત કાલ પર્યંત મારો માર્ગોપદેશક અને ઉપદેશક થા.

## स्वर्गनुं चित्र.

કોઈ પણ વસ્તુવિષે વિચાર કરવામાં અને તેના અસ્તિત્વમાં નિકટ સંબંધ રહેલોછે. જો હું વારંવાર આ દુનિયાની મૌજમજા અને લાલચોનો વિચાર કરૂં તો હું કેવળ સંસારી થઈ જાઉં. જો હું સ્વર્ગનોજ વિચાર કરૂં તો મારૂં મન ઈશ્વરમાં લીન થઈ જાય. હે પ્રભુ, સ્વર્ગવિષે મને કોઈકજ વાર વિચાર આવેછે. જે સ્વર્ગનુ ચિત્ર તેં મને કાલે દેખાડયું તે મારીસમક્ષ ધરી રાખજે. તારી ભક્તિમાં પરાયણ, એવાં તારાં પાદ સમીપ એકત્ર થયેલાં બાળકોનો સમુદાય કેવો ભાગ્યવાન ! હમેશાં તેમના સુખનો વિચાર કરૂં અને તે મેળવવાની પાછળ મંડયો રહું એવી. હે કૃપાનિધિ, મને મતિ આપજે.

## अश्रु.

હે પ્રભુ, હું આંસુને ઘણાં વખાણુંછું. તે મારો મિત્ર અને સહાયકર્તા છે. તેમાંથી હું જ્ઞાન, બલ અને આનંદ મેળવુંછે; જો મારી આંખો કોરી હોય તો મને ભયની ઘણી ધાસ્તી રહેછે; કારણ કે આ સમય અનુકૂલ છે એમ જોઈ મારા દુશ્મનો મારા ઉપર ધશી પડેછે. જ્યારે મારી આંખો આંસુથી ભરપૂર હોયછે ત્યારે તેને લીધે હું સ્વર્ગિક મેઘધનુષ્યના રંગો જોઉંછું ને આનંદ પામુંછું. હે પ્રભુ, નિરંતર મને પ્રીતિનાં અશ્રુ આપ.

## लीली पुष्प.

લીલી પુષ્પ જે ઘણું કોમળ અને તારા હાથથી બનેલું છે તે, હે પ્રભુ, મને ઘણું ગમેછે. તેના ઉપર મારી ખાસ પ્રીતિ છે તેનું કારણ ફક્ત એટલુંજ કે તારા વહાલા પુત્રે "આ ક્ષેત્રનાં લીલી પુષ્પો જો" એવું જ્યારે કહેલું ત્યારે તેના ઉપર તેણે આશીર્વાદ ઉચ્ચાર્યો છે. નાના પુષ્પને સારૂ મારી મનોવૃત્તિને નિર્મળ કર, અને પુષ્પ તથા પુષ્પવાટિકા મારા આત્માને પવિત્ર કરે અને આનંદ પમાડે એમ થાય.

## सत्यप्रार्थना.

હે ઈશ્વર, મારામાં જે કુચાલ હોય તે દૂર કરવાને સારૂ દરરોજ હું પ્રાર્થના કરી શકતો નથી; કારણકે તેમ કરવાથી હું કેવળ ઢોંગી છું, પાપાસક્ત છું, અને જે પાપકર્મો મને વહાલાં છે તેમાંથી મુક્ત થવાને મારી વૃત્તિ નથી, એવું તારા મનમાં ઠસી જાય. તારી શ્રદ્ધાપૂર્વક પ્રાર્થનાની અને દુઃખવિમોચન વૃત્તિની એટલી બધી સત્તા છે કે, તારી સમક્ષ બોલાયલી અન્તઃકરણપૂર્વક સાચી એકજ પ્રાર્થના, અમારા મોટા હડહડતા પાપને કાઢી નાંખવાને સમર્થ છે. હે પ્રભુ, મેં સો અરે હજારો વાર તારી સ્તુતિ

કરી, પરંતુ મારૂં પાપ નિવારણુ થતું નથી અને મારો આત્મા તારાથી હમેશાં વિરક્તજ રહેછે; આમ થવાનું શું કારણુ હશે તે મારા સમજવામાં આવતું નથી. હે પરમાત્મા, એક ઢોંગીની માફક, મારી પ્રાર્થનાની ફક્ત પુનરૂક્તિ ન થાય એવી મને બુદ્ધિ આપ.

## धर्मप्रचारक.

હે પ્રભુ, પ્રાચીન કાળમાં જે ધર્મપ્રચારકો અને ધર્માર્થે પ્રાણત્યાગીઓ થઈ ગયા, અને લોકહિતાર્થે પ્રાણસમર્પણ કર્યો તેમના ઉપર પ્રીતિ રાખવાનું અને માન આપવાનું મને બળ આપ. તેઓની ખાતર સ્વસુખ પરિત્યાગી સાધુત્વ અને ભક્તિભાવ ધારણ કરૂં એવું કર. તારો પ્રેમ મારા ઉપર ઘણો છે; મારા આત્માના કલ્યાણાર્થે તેં તેમને મોકલેલા છે. મારે માટે તેઓના આત્માને અને કૃત્યને આશીર્વાદ દે. મને મુક્તિ મળે તેટલાજ વાસ્તે તેઓએ કેવું દુઃખ ભોગવ્યું, ને તેઓનું કેવું દુઃખકારક માનભંગ, કેવી અપકીર્તિ, કેવી સતાવણી અને કેવું મોત થયું? હે પ્રભુ, જેથી આ દુનિયાના ધર્મપ્રચારક અને ધર્માર્થે પ્રાણત્યાગીઓ પ્રત્યે મારો ધર્મ શો છે અને મારી ફરજો કેટલી છે તેનો વિચાર કરૂં, અને તેઓની દુઃખાવસ્થા અને મૃત્યુની ખાતર પવિત્રતા મેળવવાને યત્ન કરૂં, એવી મને શ્રદ્ધા અને ભક્તિ આપ.

## मूर्तिपूजा.

હે પ્રભુ, જે વાર્ષિકોત્સવના ત્રણ દિવસોમાં આખા બંગાળા દેશના લોકો મૂર્તિપૂજામાં અને તેનાં અનુષંગી દુષ્ટ કૃત્યોમાં મોજમજા માનેછે તે ઉત્સવનો આજ બીજો દિવસ છે. આવી એનની વખતે તને યાદ લાવીએ અને આ હતભાગ્ય દેશ ઉપર તું કૃપા કરે એવું માગતાં શીખવ. હે પ્રજાનાથ, મૂર્ત્તિપૂજા અને તે સિવાય બીજી જે વસ્તુઓ તારા પવિત્ર નામને દૂષણ કરનારી છે તેમાંથી અમારા આ પ્રિય દેશનું રક્ષણ કર. અમારા બંધુઓને રંડીબાજી, છાકટાપણું, અને મુર્ત્તિપૂજક ઉત્સવને લગતા બીજા તમામ દુષ્ટ ગુણોમાંથી છોડવ; પરંતુ તેમાં જે સારૂં અને પવિત્ર હોય તે સાચવી રાખતાં શીખવજે. હે સર્વશક્તિમાન્ પ્રભુ, તારા ઇષ્ટ ધર્મને બલ આપી દુનિયા ઉપર વિસ્તાર પમાડ.

## प्रत्याघात.

હે પ્રભુ, આ પ્રત્યાઘાત થવાનું કારણ શું? શું ધર્મના વિષયમાં અને સાધુવૃત્તિ તરફ હું ઘણો ગયો તેથી પાછો આ દુનિયાદારી અને વિષયવાસના તરફ ભયદાયક ઝડપથી દોડુંછું? શું મેં તારૂં અંજાઈ જવાય તેવું તેજ ઘણું દીઠું તેથી આ પાછો અંધવત્ લાગુંછું? હે સર્વ શક્તિમાન્ પ્રભુ, હું મૂર્ખાઈને લીધે મારા ગજા ઉપરાંત ઊંડો ઉતર્યો. હું ઘણો ઊંચો ચઢ્યો માટે ઘણો નીચો પડ્યો છું. હે પિતા, મારૂં પરિત્રાણ કર. મને લોભ, સ્વાર્થાંધતા, અભિમાન અને અહંકારથી દૂર રાખ. જેને વાસ્તે હું અયોગ્ય હઉં એવા કઠણ પ્રયોગોમાં મારા બલ અને વિશ્વાસને કદી ગર્વ કરી જોખમમાં ન નાંખું એવી મતિ સુઝાડ. હે ઈશ્વર, મને નમ્રતા શીખવ.

## सारां नरसां जुदां पाडवां.

હે મહાન્, પ્રત્યક્ષ પરમેશ્વર, તારા મંદિરમાંથી અયોગ્ય મૂલતત્ત્વો કાઢી નાંખવા

સારૂ તું જે ઝાટકવાનું યંત્ર વાપરેછે તે જોઈને મને ભય ઊપજેછે. કોની મગદૂર કે તેની સામે થઈ શકે ? કોને કાઢવામાં આવશે ? અરે કોઇ જાણતું નથી. અરે આ ઝાટકણુનો અંતે શો પરિણામ આવશે તે આગળથી કોણ કહી આપે? આ કઠિણ પરીક્ષા સામું જોઉંછું ત્યારે મારૂં અન્તઃકરણ કંપેછે. હે તાત, મારી શી વલે થશે ? હે ભલા ભગવાન, જેથી દુષ્ટ પાપી અને અપવિત્ર વહી ગયેલાની સાથે મારી ગણત્રી ન થાય, પરંતુ તારા વિશ્વાસુ અને આધીન સેવકોનું ગમે તેવું હલકું પદ પણ મેળવી શકું એવું તું કૃપા કરીને કરજે. હે ઈશ્વર, ઊંચેનો જબરો પવન મને તારી પાસેથી ઘસડી ન જાય એવું કર. હે પ્રભુ, આજની તપાસણી અને કષ્ટમાંથી જીવતા રહેવાની સહાયતા આપ.

## आत्मानुं सर्वस्व.

હે પ્રભુ, હું તને મારા હૃદયનું સદા સુંદર અને શાંત તન મન, ને ધન જોઉં અને તે પ્રમાણે માનું એવી મારી ઇચ્છા છે. નિઃશાસ્ત્ર વાદીઓએ મારી આસપાસ જાળ પાથરી દીધીછે, અરે પ્રભુ, આમાંથી હું તને શુષ્ક આત્મતત્ત્વસંબંધી અસ્તિત્વ, કે બુદ્ધિવાળી અગર કંઈ સારી વસ્તુ તરીકે માનું એવી તેમની વૃત્તિ છે. મારાથી તેઓના બતાવેલા રસ્તા પ્રમાણે ચાલી શકાતું નથી. પણ હે મારા દુઃખી આત્માના મિત્ર, હું તારી મુખકાંતિ જોવાની ત્રેવડમાં રહીશ. હું જાણુંછું કે તારે મુખ છે ને તે વળી ઘણું સુંદર છે. દૃષ્ટિએ પડયું નથી ને કલ્પનામાં પણ આવ્યું નથી. આમ છતાં પણ મારી શ્રદ્ધા તે પ્રસન્ન વદનને જુએછે. તારે નેત્ર કે કર્ણ નથી. હે પ્રભુ, તારૂં વદન, પ્રીતિ, બુદ્ધિ, શક્તિ, પવિત્રતા અને આનંદનું બનેલું છે, કારણ કે તું આત્મારૂપે રહેલો છે. હે પરમાત્મા, તે મધુરાકૃતિનું નિરીક્ષણ કરવાના પ્રયાસમાં મને સહાય થજે.

## खास टेव.

હે પ્રભુ, મનુષ્યો મને હશી કાઢેછે, હેરાન કરેછે, અને મારી આદતોમાં ભૂલો કાઢેછે. તેઓની ટીકા હું જાળરૂપ અને આત્માને પતન કરનારી સમજુંછું. હે મારા ઈશ્વર, હે ભલા ભગવાન, તેટલા માટે આવા મનુષ્યોની દુષ્ટ સલાહ મસલતોથી મને વેગળો રાખજે. હું યોગી કે ફકીર થાઉંછું તો તેઓ મને ધિક્કારેછે અને મારી સંગત છોડેછે. હું દુનિયાનું ભલું કરવામાં પ્રવૃત્ત રહુંછું તોપણ મને ધિક્કારેછે. હે તાત, મનુષ્યો મારે સારૂ શું વિચારેછે તેની મને દરકાર નથી, હું તેઓના કહ્યાપ્રમાણે ચાલી શકતો નથી. હે પ્રભુ, શુભમાર્ગોપદેશક ફક્ત તું એકલોજ છે. જે દુનિયાના મનને ધિક્કાર ભરેલી હોય પણ તારા મનને ગમતી વસ્તુ હોય તે કરવાનું મને શીખવ.

## नम्रशीलता.

હે દયાલુ પિતા, જો કોઈ મનુષ્ય નમ્ર અને સહનશીલ સ્વભાવ રાખશે તો તેનાથી દુનિયામાં રહી શકાશે નહિ, એ અમારામાં હલકી ભૂલ વિસ્તાર પામી ગઈ છે તેનાથી મને મુક્ત કર. ઘણીવાર એવી તકરાર કરવામાં આવેછે કે જુઓ, અનાશ્રિત ઘેટું, ક્રૂર વરૂઓનો ભોગ કેવું થઈ પડેછે, અને જ્યારે કોઈ ડાબા ગાલ ઉપર તમાચો મારે ત્યારે જમણો ધરવો એવા વિચારના મનુષ્યો, તેમના ઉપર ત્રાસ કરનારની સતાવણી અને

જૂલમને વશ કેવા થઈ પડેછે? હે પ્રભુ, આ દુષ્ટ દુનિયામાં ભલા અને ક્ષમાદાયી પુરૂષોનું કામ નથી એ વાત ખરી છે? જો અમારે આ દુનિયામાં રહી કર્તવ્યકર્મો કરવાં હોય તો આંખને બદલે આંખ લેવાની રીત રાખવી જોઈએ, એ શું સત્ય? હે પ્રભુ તું સહનશીલ છે તેથી હું ક્ષમા ગુણનો શત્રુ કોઈ દિવસ થનાર નથી. મને ધૈર્ય રાખતાં અને ગુસ્સાનું શમન કરતાં શીખવ. હે ભલા ભગવાન, દુશ્મનો હેરાન કરે પણ હું તેમના ઉપર પ્રેમ રાખું, કારણ કે તારો પ્રેમ મારા ઉપર ઘણો છે. આમ થવાથી હું તારો શત્રુ તો બનીશ, પણ હશે. હે પરમેશ્વર, મને એક ઘેટાના જેટલો અસીલ કર.

## परस्पर प्रेम.

નિકટ સંબંધને લીધે, હે પ્રભુ, આપણા પરસ્પર પ્રેમમાં વધારાને બદલે ઘટાડો થયો છે. હમણાના આપણે ઘણાપાસે રહ્યા છીએ, અને એક બીજાની ભૂલથી એટલા બધા વાકેફ થઈ ગયાં છીએ કે, આપણા પરસ્પર સંબંધને ઝેરનો પાસ બેઠો છે. આ દુનિયામાં આસપાસ વસતા તમામ લોકો આપણા બંધુ છે અને ઉત્તમ કાર્યમાં સહાયકર્તા છે તે હે ઈશ્વર તને માલૂમ છે, આમ છતાં પણ પરસ્પર અમે ચહાતા નથી. તેઓની લગાર ભૂલોને લીધે છૂટા પડી જઈએ છીએ, અને જરા મતભેદ થયો કે અમારામાં મૂકેલો મહત્સંબંધ ભૂલી જઇએ છીએ. જેથી મિત્રાચારીની મધુરતા જતી રહી તે, હે પ્રભુ, શું આ કાળનું કારણ હશે? હે પિતા, તે મધુરાવસ્થા પાછી આણ, અને તારા પવિત્ર ચરણ સમીપ એક સુખી કુટુંબ થઈ વશીએ એવી સહાય કર.

## गृह अने मंदिर.

હે પ્રભુ, મને એક ઘર આપ કે તે ઘર ને મંદિર બન્ને તરીકે ઉપયોગી થઈ પડે. મારૂં ઘર તે ફક્ત રહેવાનું સ્થાનક અને મંદિર તે ફક્ત ઈશ્વરભજન કરવાનું સ્થળ છે એવું હું અદ્યાપિ સૂધી ધારતો. આ બન્નેને મને એકત્ર કરવાદે. આમ કરવાથી મારૂં ઘર તે તારૂં ઘર અને તારૂં તે મારૂં થશે. તારા પવિત્ર મંદિરનું મારા ઘરમાં સ્થાપન કર, અને હે પ્રાણનાથ, તારી ઇચ્છા પ્રમાણે મારાં નિત્ય કર્મો કરવાને અને મારા સાંસારિક વ્યવહારની તારી આજ્ઞા પ્રમાણે વ્યવસ્થા કરવાને શક્તિ આપ. ફક્ત એક રવિવારીઓ દેવ જાણી તને ન પૂજું; હે પરમ કૃપાલુ પરમેશ્વર, પણ મારાં આન્હિક સંસારી કૃત્યોમાં દરરોજ અને પ્રત્યેક ઘડીએ તારી સેવા કરૂં એવી મતિ આપ.

## सत्य नियंता.

હે ઈશ્વર, મનુષ્યની સલાહ પ્રમાણે ચાલવું એ શું સહીસલામત છે? જો આ દુનિયાની આજીવિકા અગર પરલોકનું જ્ઞાન મેળવવામાં હું કંઈ આશા રાખતો હઉં તો, મારે ડાહ્યા પુરૂષોના બતાવ્યા પ્રમાણે ચાલવું ને મારી બુદ્ધિનો ઉપયોગ ન કરવો, એવી મારા મિત્રોની મને વારંવાર સલાહ છે. હે પ્રભુ, હું દુનિયામાં કંઈ ડહાપણ જોતો નથી. વળી કહેવાતા ઉત્તમ પુરૂષોમાં કોઇ માર્ગોપદેશક કરવા લાયક મને માલૂમ પડી આવતા નથી. હે ઈશ્વર, આ દુનિયાના સુજ્ઞ પુરૂષો અને તમામ પુસ્તકો મને એક માસમાં જેટલું શીખવી શકે તેના કરતાં એક દિવસની મારી નમ્ર પ્રાર્થનાદ્વારે હું તારામાંથી વધારે ડહાપણ

ગ્રહણ કરી શકુંછું. આટલા માટે આ દુનિયાના લોકોનાં છેતરપંડી કરનાર વચનોને હું નહિ માનું, પણ દરેક વસ્તુમાં તારી પ્રેરણા, ધ્વનિ અને નમ્રતા શોધી કાઢીશ.

## मनुष्य आगळ नम्रत्व.

હે ઈશ્વર, તારા પવિત્ર ન્યાયાસન આગળ નમ્ર થવું ઘણું સહેલું છે, પણ મનુષ્યની આગળ નમ્ર ભાવ રાખવો એ ખરેખર ઘણું વિકટ છે. હું તારો દાસ છું એમ બોલવું એ કંઈ ગણત્રીની વાત નથી; એમાં કંઈ આપવું મૂકવું નથી; તેમ મારા અભિમાનને ક્ષત લાગતો નથી; તેથી મનુષ્યોમાં હું હલકો ગણાતો નથી. ઊલટું તારા પવિત્ર ચરણને વળગેલી રજ માફક રહેવામાં મોટી આબરૂ છે અને તેમાં મોટી જય છે; પરંતુ મનુષ્યોના આધીન સેવક કહેવાવું એ મને નામોશી ભરેલું લાગેછે અને મને જાતને ઘણું જોખમકારક છે. હે ઈશ્વર, મને ખરેખર નમ્ર થતાં શીખવ, કારણ કે તેમ કરવાથી મારાથી નીચા દરજાના અને શત્રુઓના પગ આગળ બેશી શકાશે.

## कल्पतरु.

હે ઈશ્વર, આર્ય લોકો તને કલ્પતરૂ કહેછે. કથા વાર્તામાં મનકામના સિદ્ધ કરનાર વૃક્ષ વારંવાર કહેવામાં આવેછે તે તું હોય એમ મને ભાસેછે. તું તારા સેવકોની ઇચ્છા પૂરી પાડેછે અને તેઓને કોઈ દિવસ નિરાશ કરતો નથી. તું તેમને ફકત આનંદ અને પવિત્રતા આપેછે એટલુંજ નહિ, પરંતુ જરૂરીઆતના સંસારી સુખ ભોગ પણ આપેછે. હે પ્રભુ, એકલો તું એઓનો મુક્તિદાતા નથી, પણ તેઓનો કુલદેવ, શરીર અને આત્માનો રક્ષકદેવ, તેઓનો અન્નદાતા અને તેઓના આત્માનું સર્વસ્વ છે. તારાં ઇષ્ટ બાળકને કશાની જરૂર પડતી નથી, કારણકે શારીરિક અને આત્મિક તંગીઓ તારી કૃપાવડે દૂર જાયછે. હે પ્રભુ, તું મારી દુનિયાની દોલત અને સ્વર્ગનો મોક્ષ છે, અને મારૂં સર્વસ્વ છે એવું ધારી તારા સાચા ભક્તવત્ મને તારા પાદને વળગી રહેવા દે.

## नीच वर्गनां प्राणी.

મારા ધારવા પ્રમાણે, હે પ્રભુ, તારી પ્રીતિમય અને પ્રજાપાલન દીર્ઘદૃષ્ટિની બહાર એક ચકલી કે કીડી પણ નથી. તું સ્વર્ગમાં સાધુ પુરૂષો અને આ લોકના વાસીઓ ઉપર દયાળુ એકલો નથી, પણ અલિપ્ઠ પ્રાણી અને નાનામાં નાનું જંતુ જે પગતળે ચગદાયછે તેમના ઉપર પણ તારી અપાર કરૂણા છે. જ્યારે તું આવા અવાચક જીવો ઉપર આટલો કૃપાળુ છે, ત્યારે તારા પુત્ર અને અનુયાયી કહેવડાવવાનો ફાંકો રાખનાર મારે તેવા શા સારૂ ન થવું જોઈએ ? હે પ્રભુ, અહંકારથી ફૂલાઇ જઈને નાની ચકલીનો તિરસ્કાર કરૂંછું, અને જમીનપર પેટેચાલતી નાની કીડીની સંભાળ લેવામાં હલકાઈ ગણુંછું. જો ! જેમ આ જીવો મારે મન નાના જણાયછે તેમ તારા પ્રમાણમાં હું કેવો નાનો લાગુંછું. ને તારી દયા અને પ્રીતિને પાત્ર થયા છે તેમનો હું ધિક્કાર કરૂંછું. હે ઇશ્વર, મને ભોંયભેગો કરી નાંખ, અને તારા અલ્પમાં અલ્પ જીવના ઉપર પ્રીતિ કરનાર અને માન આપનાર જૈનમતાનુયાયી મને*કર.

## प्रार्थनानी भाषा.

તારી પ્રાર્થના કરવામાં જે ભક્તિથી ભરપૂર ભાષા હું વાપરૂંછું અને તારી આગળ

જે નમ્ર વિનંતિ કરૂંછું, તે ઉપર, હે પ્રભુ, મારી આસપાસ વસનાર લોકોએ સખ્ત ટીકા કરવા માંડી છે. હે ઈશ્વર, હું સાચો છું એ તેમને દેખાડી આપ, કારણ કે હમણા જે ઈબારત હું વાપરૂંછું તેના ખાશીયતપણાનો મર્મ તું જાણેછે. કાયમ કરેલા શબ્દો અને વાકયો બોલવામાં મને ઘણી મુશ્કેલી લાગેછે; જે ભાષા સામાન્ય રીતે વપરાયછે તે મારો અર્થ સારે તેવી નથી. મારા અન્તરની મનોવૃત્તિઓ અને સત્ય વિચારો મારાથી બોલાતા નથી અને દબાવાતાપણ નથી. તારી સાથે બોલવામાં મારે સાદી અને સરળ ભાષા વાપરવાની ઈચ્છા છે; આમ કરવાથી હું મારા અન્તઃકરણમાં સાચો રહીશ. તારી પ્રૌઢ-સાલંકાર પ્રાર્થના કરવાથી મારૂં મન રાજતું નથી; સાચી પ્રાર્થના કરવાથી મને જંપ વળેછે. હે ઈશ્વર, તારી સાથે વાતચીત કરવાની મારી ઈચ્છા છે, કારણકે તે મારૂં કર્તવ્ય સમજુંછું. મારી પ્રાર્થનાઓ સાંભળી લોકો ખુશી થાય એવી મારી જરાપણ વૃત્તિ નથી.

## भय अने प्रीति.

હે પ્રભુ, મને વારંવાર આતુર બનાવે એવી ફક્ત એકજ વસ્તુ છે. તે આ રહી. મેં તારા ઉપર માતૃ અને પિતૃવત્ પ્રેમ રાખ્યા પછી મહાન ન્યાયાધીશની સમક્ષ એક ગુન્હેગારની માફક, હવે મને તારો ભય લાગતો નથી. ખરી વાત એ છે કે તને ચાહુંછું તે છતાં મારાં પાપ કર્મોમાં પ્રવૃત્ત રહુંછું. મારી મન ધારણા પ્રમાણે મારી પ્રીતિ સાચી નથી. તોપણ હું તને ચાહુંછું. જેથી હું તારા ઉપર અપાર પ્રીતિ રાખું ને મારામાં જે ખોટું હોય તેનો નાશ કરૂં તેટલા સારૂ પવિત્ર પ્રીતિ અને શિક્ષણીય ભયને મારામાં એકત્ર થવા દે. હે ઈશ્વર મારા અન્તરાત્માને એવી રીતે પુનીત કર કે ફરીથી એને ભય રાખવાનું કંઈ કારણ રહેજ નહિ.

## पुरुषातन.

હે મારા ઈશ્વર, મને ટેક રાખતાં શીખવ. દુનિયાદારી અને વિષય ભોગોએ મને હલકો અને આળસુ કરી નાંખ્યો છે. હું સમજુંછું કે દરેક વસ્તુમાં, દુનિયા સાથેના વ્યવહારમાં બીજા ઉપર હલકાઈભરેલો આધાર રાખવો પડેછે, અને પરપુરૂષની ધિક્કારવા લાયક મદદની દાસવત્ આશા રાખવી પડેછે. જે લોકો મારી આસપાસ વસેછે તેઓ, હું મારી પોતાની સંભાળ લેવાને અશક્ત છું તેને માટે, અને જે મદદને સારૂ હું લાયક નથી એવી મદદની આળસુ અને ગર્વિષ્ઠ માગણીઓને સારૂ મને નિરંતર ધિક્કારેછે એટલી બધી મેં મારી જાતને હલકી પાડી દીધી છે. મારે સારૂ નિર્માણ કરેલા કૃત્યનો સંપૂર્ણ વિભાગ મારા હાથથીજ પૂરો કરવાની શક્તિ આપ. મને ઉદ્યોગી, પ્રમાણિક, ચાલાક અને સદા ખંતી કર; અને મારી આજીવિકા અને સુખને સારૂ જેમ બને તેમ બીજાની બક્ષિસ અને મહેરબાની ઉપર થોડી આશા રાખતાં શીખવ. હે સર્વ શક્તિમાન પ્રભુ, તારા દાસને કૃપા કરીને મર્દાની અને ઉમદા સ્વતંત્રતા આપ.

## विश्वास.

હે મહાન્ વિધાતા, પરદુનિયામાં મારે સારૂ તેં કેવા પ્રકારનું ઘર બાંધ્યું છે. આ મારી જિજ્ઞાસાને સારૂ ક્ષમા કર અને તે જો ખોટી હોય તો કાઢી નાંખ. જો તારી એવીજ ઈચ્છા હોય કે આ મૃત્તિકામય મનુષ્યે ભવિષ્ય જીંદગાનીની ગુપ્ત ગોષ્ટિઓ જાણવા

પડદાપાછળ ડોકિયું ન કરવું, તો, મને તારી આજ્ઞા નમીને ગ્રહણ કરાવ, અને ગુહ્ય વસ્તુ જ્ઞાનમાં મારી અજ્ઞાનતા એક તારી આશીસ છે એમ માનતાં શીખવ. સત્ય જાણવું એ એક સત્તા અને કૃપા છે. પરંતુ જ્યાં આગળ તારી આજ્ઞા એવી હોય કે અજ્ઞાનતા અને અંધતા રાખવી ત્યાં આગળ અજ્ઞાનતાથી અને આંધળિયાં કરીને તારા ઉપર શ્રદ્ધા કે વિશ્વાસ રાખવો એ એક પવિત્ર બક્ષિસ અને આનંદ છે.

## भ्रातृभाव.

હે પ્રભુ, બનતી મદદ કરવામાં અને ઉપરચોટીઓ વહાલ દેખાડી તથા કંઈ ઈનામ બક્ષિસો કરી લોકોને ખુશી રાખવામાં મારો હસ્ત સદા રોકાયેલોજ રહેછે. મારો હાથ તેમની સેવા બજાવેછે એ વાત ખરી, પરંતુ મારો કઠિણ અને સ્વાર્થી આત્મા સત્ય પ્રીતિથી ઘણો દૂર રહેછે. તારાં ધર્મશાસ્ત્રોમાં ધર્માર્થે કામ કરતાં પ્રેમને ઊંચા દરજાનો ગણ્યો છે, અને પ્રીતિને મધુર વચનોથી પણ વધારે અગત્યની ગણી છે. હે કૃપાળુ પિતા, મને ભાઈઓ તથા બહેનો પ્રત્યે ખરો પ્રેમ, તેઓની તંગી પૂરી પાડવાની ખરેખરી કાળજી, તે જે ફક્ત એકલા મારા આત્માને અને તેઓના આત્માને પ્રીતિમય સંગતના ગાઢ સંબંધમાં જોડેછે તે નિરંતર રીકર. સાવધપણું અને અવિશ્રાંતિત એકેકપર દયાભાવ મને શીખવ. તેઓના કલ્યાણાર્થે મારાથી બનતી કોશીસ કરૂં. દરેકને ઘરના માણસ માફક ગણું; અને તેમને સારૂ મને હમેશા ઘણું લાગે એમ કર.

## मोक्षनो गुप्त भेद.

હે પરમેશ્વર, મુક્તિનો ગુપ્ત ભેદ સાંભળવાને સારૂ તારા દૃઢ ભક્તો કેવા અંદરના ઓરડામાં જાયછે, અને તારો અયોગ્ય દાસ બહારના દરવાજા આગળ કેવો ઊભો રહેછે. હે તાત, હું તેઓની પદવીએ ક્યારે પહોચીશ? જેઓને તારા ઉપર દૃઢ શ્રદ્ધા છે અને જેમને તારાં અમૃતમય વચનો સાંભળવાની સત્તા છે, તે વચનો સાંભળવાને તેઓની સાથે તારા પગ આગળ ક્યારે બેસીશ? તારાં છપાયેલાં વચનો મેં વાંચ્યાં છે; હે પ્રભુ, હવે તારા ગુપ્ત ભેદ મને સમજાવ.

## लोकप्रीति.

દુનિયાએ હજી મને શત્રુ તરીકે ગણવા માંડ્યો નથી; આમ થવાથી મારા જીવને ઘણો પરિતાપ થાયછે. હું દીલગીર છું કે હજીપણ હું પ્રજાનો પ્રિય છું. જેઓ તારી સેવા કરેછે, પ્રમાણિકપણાનાં કાર્ય કરેછે, તારા ઉપરની પ્રીતિ અને શ્રદ્ધામાં વૃદ્ધિ કરેછે, તેઓને દુનિયા ધિક્કારેછે અને મિત્રમંડળ તજી દેછે. હે પ્રભુ, મેં એવું કશુંજ નથી કર્યું કે હું લોકની અપકીર્તિ અને દ્વેષને પાત્ર થાઉં? સંસારી લોકોની મારા પ્રત્યે દુશ્મનાવટ અને તિરસ્કાર વધે એવી મારી શ્રદ્ધા અને પ્રીતિ નથી? લોકપ્રીતિને હું શાપ સમજુંછું. મારૂં તેમાંથી પરિત્રાણ કર.

## गुप्तमंत्र.

તારે મને કંઈ ગુહ્યમંત્રોપદેશ કરવાનો છે અને તે કારણથી તું તે અવસરની વાટ જુએછે એવું, હે પ્રભુ, મને ઘણીવાર લાગેલું છે. એવી તક હજી સૂધી મળી નથી. મારો આત્મા યોગ્ય દેખાવમાં તારા ઉપર ચોંટ્યો નથી તેથી તેં સંદેશો અટકાવી રાખ્યો છે.

હે ઈશ્વર, તે અમૂલ્ય મંત્રો તારે મુખથી ક્યારે સાંભળીશ ? મને તે ગ્રહણ કરવાને યોગ્ય કર અને કૃપા કરીને તે મને કહે. તે ગુપ્તમંત્રજ્ઞાન પરિત્રાણો થાયછે.

## परतंत्रता.

હે પ્રભુ, સંપત્તિ કે વિપત્તિ, સુખ કે દુઃખ વગેરે જે જે વસ્તુઓ તું આપેછે તે મારા સારાનેજ સારૂ છે. જો હું કંઈપણ વસ્તુ મારી મેળે પેદા કરીશ તો મારા ઉપર શાપ આણશે એવું મને અનુભવથી માલૂમ પડેછે. ખંતથી કામ કરવાને લીધે મને ઘણીવાર માન, દોલત, અને સંતોષ પ્રાપ્ત થયાં છે; પણ આ બધા મને સુખ કરવાને બદલે અન્તે મારા આત્માને હાનિકારક નિવડયાં છે. ઘણીવાર મેં મન માર્યુંછે; પરંતુ દેહકષ્ટ કરવાથી મારી શ્રદ્ધા અને પવિત્રતા વધવાને બદલે ઊલટું મને નુકસાન થયું છે. હે તાત, તારી અમૂલ્ય બક્ષિસોના કરતાં તારા લાકડીના મારથી હું કંઈ થોડો સુધર્યો નથી ને તેટલા સારૂ હું તારો ઉપકાર માનુંછું. તું મને સુવર્ણ આપે તો તે મુક્તિ આપ્યા બરાબરજ છે. હે ઈશ્વર, હું ધનને સારૂ વલખાં ન મારૂં તેમ ભૂખે ન મરૂં; પરંતુ હમેશા તારો સંપૂર્ણ વિશ્વાસ રાખું અને તારી આજ્ઞાઓ પ્રીતિથી પાળું એવું શીખવ.

## सत्पुरुषो.

હે ઈશ્વર, સુજ્ઞજનોને કેટલે દરજ્જે ચહાવા અને માન આપવું તેની મને સૂઝ પડતી નથી. તેઓના સમાગમનો પણ કેટલો લાભ લેવો તેની પણ મને ખબર રહેતી નથી. મારા વડીલો, મારા ભક્તિમાન પુરૂષો સાથે વ્યવહાર બાંધવામાં પોતાનો ધર્મ સમજતા; તેઓની પવિત્ર સત્સંગતિનો લાભ લેવાને કેળવણી લેતા. અર્વાચીન જ્ઞાનને લીધે હું અહંકારી બની ગયોછું અને પોકળ સુધારાએ જાૂઠી બરાબરી શીખવી છે. જ્યારે હું કોઈ મહાનપુરૂષ પાસે જાઉંછું ત્યારે મારામાં કંઇ ગંભીરતા આવતી નથી, અને તેની સોબતને લીધે મારા મન ઉપર કશી પવિત્ર અસર પણ થતી નથી. હે ઈશ્વર, આમ થવાનું શું કારણ હશે ? તારા સાચા ભક્તો કંઈ સાધારણ મનુષ્યો નથી. સુજ્ઞ પુરૂષોને અમૂલ્ય ખજાનાની માફક અમારી આત્મોન્નતિને સારૂ તેં રાખી મૂક્યાછે. હું તેઓને તે માફક ગણું, અને તેઓની પાસે જાઉં, તે પહેલાં, તેઓના જ્ઞાન ને પ્રભાવનો લાભ લેવાને, પ્રાર્થના અને નમ્રતાપૂર્વક મારા આત્માને યોગ્ય કરૂં એમ કરજે.

## भ्रमणा.

હે, મારા ઈશ્વર, મારા વિચારો અને યુક્તિઓ તને કહી દેવાની મને કોણ જાણે ક્યાંથી ટેવ પડી ગઇ છે ! તને જે ગમે તે ગ્રહણ કરીને, અને મને જે ગમે તેનો ત્યાગ કરીને, દીનદાસવત્ તારી આજ્ઞાઓ ફક્ત મારે પાળવી જોઈએ. પણ આમ કરવાને બદલે હું મારી યુક્તિઓ અને તદબીરો પ્રમાણે ચાલવાનું કરૂંછું, અને પછીથી તેઓનો કર્તા તું છે એમ માનુંછું. ધર્મના રસ્તા ઉપર આટલો આવ્યા છતાં, હું મારી ધારેલી યોજનાઓ પાર પાડુંછું એમ માનવું એ મને ઘણું હલકાઈ ભરેલું લાગેછે. સર્વ કર્મો તારા બતાવ્યા પ્રમાણે હું કરૂંછું એમ હું ખુશીની સાથે કબૂલ કરીશ; અને મારી ખુશીની દરકાર નહિ કરતાં તારી આજ્ઞા પ્રમાણે ફક્ત હું ચાલુંછું તેને માટે લોકો જ્યારે મને શાબાશી આપશે ત્યારે હું ઘણો રાજી થઇશ. પણ આત્મહોમ એ ઘણી કઠણ વસ્તુ છે; અને હું

મારા વિચાર, મનોવૃત્તિઓ અને રૂચિ જેમ દોરી જાયછે તેમ કરૂંછું; આમ કરવાથી મારો ઉદ્દેશ એટલો રહેછે કે જે હું કરૂંછું તે બધું પ્રભુનું છે, અને જે કર્મ ધારૂંછું તે ઈશ્વર પ્રીત્યર્થે છે; આવું હું માનુંછું અને આલમ દુનિયાને મનાવુંછું. આવી રીતે ધીમે ધીમે મારા દોષ અને અવગુણો મારી ધારણા પ્રમાણે પવિત્ર થઈ જાયછે અને તે ઉપર તારા શિક્ષાની કલ્પિત છાપ પડેછે. હે પ્રભુ, આ ભ્રમણામાંથી મને મુક્ત કર.

## मर्यादाशील अन्तर.

હે પિતા, યોગ્ય અન્તરે રહેવામાં મોક્ષ મળેછે એમ મારૂં માનવું છે. આટલા માટે તારા ન્યાયાસનની ઘણી નજીકમાં મને ન આવવા દઈશ.

હે વત્સ, તે ઘણી આઘે નથી તેમ ઘણી નજીક પણ નથી. તે જગાએ ઊભો રહે. તે તારે સારૂ નિર્માણ કરેલી છે.

## क्षमा.

હે પ્રભુ, ઘણા કાળ સુધી તારી શુભ શિક્ષા સાંભળ્યાથી અને તારાં પાસાં સેવ્યાથી મેં મારા દુશ્મનો ઉપર પ્રીતિ રાખવાનું શરૂ કર્યું છે. અપૂર્ણ રીતે છે તોપણ ક્ષમા કરવામાં મને આનંદ પેદા થાયછે. તારા શત્રુઓ ઉપર તારી નિરભિમાની પ્રીતિનો વિચાર કરવો એ કેવું સારૂં!

હે વત્સ, હું તને આશીર્વાદ દઉંછું. ક્ષમા રૂપી વૃક્ષ તારા મન ઉપર ઊગે. "જમણા ગાલે તમાચો પડે ડાબો ધરજો" એવું જે ધર્મપ્રચારકે કહ્યું છે તેના રસ્તે ચાલ.

## आत्मारुपी धन.

હે તાત, તેં શા સારૂ અમારી સંસારિક માલ મિલ્કત પડાવી લીધી? કારણ કે, તારા મનને આત્મારૂપી ધનની પાછળ લગાડવાની મારી ઈચ્છા છે.

## गंभीरता.

હે ભલા ભગવાન, બહારની મુસીબતો અને ફીકર છતાં મારૂં અન્તઃકરણ તેં આટલું બધું શા સારૂ સંતોષી અને ગંભીર કર્યું છે?

કારણ કે, જે હૃદયમાં મારો વાસ છે તે શાંત અને આનંદી હોવું જોઇએ. તે વિના મને ફાવતું નથી.

## पुष्पो.

હું તને આ સુગંધીમય જુઈના ફૂલમાં હાસ્ય કરતો જોઉંછું. હું તે હાથમાં લઉંછું. પિતા આશીર્વાદ ઉચ્ચાર.

હે વત્સ, ભવતુ, મારી વાડીમાંના દરેક પુષ્પ ઉપર પ્રેમ રાખ અને તેમને માન આપ.

## धर्मप्रचारक वृत्ति.

હે ઈશ્વર, હું તારા પવિત્ર ધર્મનો પ્રચારક થવા માગુંછું. તારે હાથે મને દીક્ષા આપ.

પુત્ર, હમણા તારો કાલ નથી. તે પવિત્ર કર્મને સારૂ તું યોગ્ય નથી. મારા કહેતા લગણ તું વાટ જો.

## कविता.

હે પ્રભુ, આ આળસુ અને નિઃરસ જીંદગી મને ગમતી નથી. તાત, મારે વાસ્તે સ્વર્ગમાંથી કવિતા મોકલ.

પુષ્પ, પાશ્ચિમાત્ય શીતળ મંદવાયુ, અને ચંદ્રને પ્રેરણા કરવાની વિનંતિ કર; જેમ જેમ તેઓના સંપર્કમાં વધારે રહીશ તેમ તેમ તારૂં મન કવિતારૂપ બનશે.

## आत्मसंयम.

હે પ્રભુ, હું ખુશી થતો નથી. કારણ કે જેથી તું ગ્રાહ્ય છું તે મારો હસ્ત છે. જ્યારે તારો સર્વ શક્તિમાન હસ્ત મારા અશક્ત હસ્તને સજ્જડ પકડશે અને કદી સરકી નહિ જવા દે ત્યારેજ મને આનંદ થશે.

જ્યારે તું અભિમાન અને સ્વસામર્થ્યનો વિચાર તદન કાઢી નાંખીશ, ત્યારે જ, તેમ બનશે.

## सर्वभूतानुकंपा.

**આકાશવાણીઃ**—પ્રિય વત્સ, તારા ઉપર હું ઘણો ખુશી છું. કારણ કે મારા ચોપડામાં તારા નામ સામે મદ્રાસના દુકાળના ભંડોળમાં દશ હજારની રકમ ભરાયલી મારા જોવામાં આવી.

**ભક્તઃ**—હે મારા પ્રભુ, હું શરમીંદો થાઉંછું, કારણ કે એ ભંડોળમાં મેં એક રૂપિઓ પણ ભર્યો નથી.

**આકાશવાણીઃ**—ગઈ રાતે દયા આવવાથી મદ્રાસી ભાઈઓનાં દુઃખ માટે તને આંસુ પાડતો મેં જોયોછે. અને આ દુઃખી મનુષ્યોને દશ હજાર રૂપિઆની રકમ આપવાની ખુશી બતાવતો સાંભળ્યો છે.

## मंदिरमां गेरहाजरी.

**આકાશવાણીઃ**—આટલી બધી વાર મારા મંદિરમાંથી તું ગેરહાજર ક્યમ રહ્યો? લગભગ એક માસ.કરતાં વધારે વખતથી હું તને જોતો નથી.

**ભક્તઃ**—હે પ્રભુ, દરેક અઠવાડીએ વખતસર હું મંદિરમાં આવતો અને ઇશ્વિર ભજનનું દરેક અંગ મેં સાંભળ્યું છે.

**આકાશવાણીઃ**—ખરેખર તારૂં ખોળિયું મંદિરમાં હતું; પરંતુ તારા આત્માને, કેટલાક દલાલોની સાથે બેંકના કામની ભાંજગડ કરતો, અથવા ઉત્સવના દિવસમાં બોટમાં બેશીને સહેલ કરવા જતો, અગર પૈસા ટકા અને મોજ મજાની શોધમાં ભટકીઆં મારતો, દીઠો છે. જો તું હૃદયશૂન્ય હોય તો મંદિરથી પરોક્ષ છે એમજ સમજવું.

## ईश्वरने घा करवो.

**આકાશવાણીઃ**—હે જીદ્દી બાળક, તેં મને ગઇ કાલે શા સારૂ ગાળો દીધી?

**ભક્તઃ**—હે મારા પ્રભુ, મેં તારી વિરૂદ્ધ કશુંજ નથી કહ્યું.

**આકાશવાણીઃ**—પણ તેં તારા બંધુને ગાળ દીધી છે. તેં જે અપશબ્દો વાપર્યા તે મને સુંસરા પેશી ગયા. સકોપ નિંદાનાં ઝેરી બાણ ઘાતકી રીતે મને એવાં તો ઠેઠ વાગ્યાં છે કે જો, મને લોહી નીકળેછે.

## ઉપહાર.

**આકાશવાણીઃ**—હે વત્સ, તું જે પૈસો મને આપેછે તેને હું ચુંબન કરૂંછું.

**ભક્તઃ**—હે મારા ઈશ્વર, મેં તો તને કશુંએ નથી આપ્યું.

**આકાશવાણીઃ**—પરંતુ તેં એક અત્યંત દારિદ્રયાવસ્થામાં આવેલા એક અંધને આપ્યોછે તો.

## શુદ્ધભાવ.

**ભક્તઃ**—હે પ્રભુ, નમ્રતાપૂર્વક હું તારી સમક્ષ આવુંછું; મારી પ્રાર્થના શ્રવણ કર.

**આકાશવાણીઃ**—જ્યાંસુધી ગયે કાલ આપેલું વચન તેં પાળ્યું નથી ત્યાંસુધી હું સાંભળીશ નહિ. તેં મારી સમક્ષ કેટલીક કુચાલો છોડી દેવાને સોગન લીધેલા; પણ તે વ્રતો પાળવાને જરા પણ યત્ન કર્યા વિના છાનોમાનો મારી પાસે આવતો રહ્યો છે. શું મનુષ્ય જાત મને છેતરી જશે? મારી પ્રાર્થના શુદ્ધભાવ અને પ્રમાણિકપણાથી સંપૂર્ણ હોવી જોઇએ. ઢોંગી ધૂતારાના શબ્દો હું સાંભળતો નથી. જા, અને પશ્ચાત્તાપ કર, અને પછીથી શુદ્ધ અન્તઃકરણવાળો મારી પાસે આવજે, ને જે કહેવું હોય તે કહેજે, હું તે સાંભળીશ.

**ભક્તઃ**—હે પ્રભુ, હું અહીં ફરીથી આવ્યોછું, હવે સાંભળ.

**આકાશવાણીઃ**—અરે ઇષ્ટ ભક્ત, આવ, મારા આસન પાસે બેસ. તને પ્રાર્થના કરતો સાંભળવાની મારી ઈચ્છા છે; તારો કોમળ અવાજ મને સાંભળવો ગમેછે, કારણ કે તું એક બાળકની માફક બોલીશ, અને તારા અન્તરાત્માના આનંદની ઘણી ઘણી વાતો કહીશ. મારાં પ્રિય બાળકો સાથે રાત દિવસ મને રહેવું પસંદ છે; આટલા માટે, વારંવાર મારી પાસે આવજે અને હું તને ઈશ્વરી દોલત આપીશ.

## ઉત્તેજન.

હે ઈશ્વર, આજ ઘણાંજ વરસ થયાં મહેનત ઉત્સાહથી હું મારા ભાઈ બ્હેનોની સેવા કરૂંછું, પણ મને તેનો કશો બદલો નથી. તેઓ મને ઉત્તેજન આપતા નથી અને મ્હો પણ મલકાવતા નથી. "હે ભ્રાત ધન્ય છે" એટલું પણ તેઓ કહેતા નથી. તેઓ અવિશ્વાસુ અને કંટાળામય શબ્દો વાપરી મને હેરાન કરેછે અને દુઃખ આપેછે; તેઓનું આચરણ મારી સાથે બંધુવત્ નથી. તેઓ મારી બુદ્ધિનાં વખાણ કરતા નથી અને મારી સેવાનો આભાર માનતા નથી. સારા શબ્દોથી મને હિમ્મત આપવાને બદલે મારી વૃત્તિઓને તેઓ દબાવી દેછે, અને તેમ થવાથી તેમને સારૂં કંઇ હિત કરવા ઉપર મારૂં મન ચોંટતું નથી. મારૂં રક્ષણ કરવા, મને માન આપવા, મારી સેવા કરવા, મારી તંગી પૂરી પાડવા, મારાં દુઃખ નિવારણ કરવા, મારાં સુખમાં ઉમેરો કરવા, મારી જરૂરીઆત વધારવા—આ બધું કરવાને, હે પ્રભુ તેઓ બંધાયલા છે એમ મને લાગેછે. કારણ કે મેં મારૂં સર્વસ્વ તારા અને તેઓના હસ્તક સોંપી દીધું છે અને મારે બીજા કોઈની આશા રાખવાની નથી. જ્યારે મારો ઉત્તમ મિત્રવર્ગ મને તજી દે ત્યારે મારે ક્યાં જવું? જ્યારે તેઓ મને સતાવે ત્યારે મને સુખ ક્યાં આગળ મળે? મારી સેવા તેઓ કરતા નથી માટે તેઓનો ન્યાય તું નહિ કરે?

**ઈશ્વર વચન**:—તું જે સેવા બજાવેછે તેના બદલામાં અન્ય સેવાની આશા ન રાખીશ. જો તું વિશ્વાસુ રહીશ તો બદલો તને સ્વર્ગમાં મળશે. આ ક્ષણિક સેવાની આશા ન રાખ. અને મિત્રોનાં મ્હો મલકાવાથી રાજી ન થા; જે મારો સાચો ભક્ત છે તેને તો ઘરનાં માણસો પણ સતાવશે, માટે ખરાબ વખતને સારૂ તૈયાર થા. તેઓની તારી તરફ કેવી વર્તણૂક છે તેની દરકાર કર્યા વિના તારા બંધુની સેવામાં પરાયણ રહે. નોકરી કર્યા બદલ કંઈ બક્ષિસની આશા રાખનાર મજૂરની માફક કામ ન કરીશ. પરંતુ સ્વાર્થરહિત કર્મ કરજે. કશાની આશા ન રાખીશ, કશા ઉપર હક્ક ન કરીશ અને કશું માગીશ પણ નહિ.

## प्रातःकालनी प्रार्थना.

હે કૃપાળુ પિતા, રાત્રિયે અસહાય અવસ્થામાં તેં મારૂં રક્ષણ કર્યું છે તેને વાસ્તે તારી કૃપાનો ઉપકાર માની હું તને પ્રાતઃકાળની પૂજા તથા સ્તુતિ ઉપહાર કરૂંછું તેનો સ્વીકાર કરજે. તારી કરૂણાને લીધે નવા ઉદ્યમ તથા નવા બલની સાથે આ નવા દિવસના કાર્યમાં પ્રવૃત્ત થાઉંછું. સર્વ વસ્તુઓમાં તારી મહાન કરૂણા, મંગળભાવ તથા પાલની શક્તિ જોવામાં આવેછે. આજના ઉદ્યોગમાં તથા સુખ ભોગમાં પ્રવૃત્ત થતા પહેલાં હું તારામાં મારો સંપૂર્ણ વિશ્વાસ મૂકુંછું, અને મારા શરીર અને મનોબલને તારા કાર્યમાં લગાડવાની ઇચ્છા રાખુંછું. જે લાલચો આજ મારી પરીક્ષા કરવાને વાટ જુએછે તેનો અતિક્રમ કરવાને અને તેને વશ ન થવાને મને શક્તિ આપ. તારી શુભ શિક્ષા મારા મનને વ્યવસ્થિત રાખે, તારા પ્રેમથી મને ઉત્તેજન મળે, અને તારૂં પવિત્ર સ્વરૂપ મને પ્રદર્શક થઈને સદાકાલ મારા લક્ષમાં રહે.. મારી અપવિત્ર કામનાઓને દબાવી દે અને મારી વિષય લાલસાને બંધનમાં રાખ. અને મારી વાસનાઓ અને મનોભાવને તારી પાસે લઇ જઇને પવિત્ર કર. મારાં કર્તવ્યકર્મો કરવામાં વિશ્વાસુ અને ઝડપવાળો કર, અને મારાં બધાં સાંસારિક કાર્યમાં મારા અન્તઃકરણને નિર્મલ રાખ. હે ઈશ્વર, લાલચો તારા ઉપરના મારા વિશ્વાસને હઠાવી ન શકે અને મારા જીંદગીના ફેરફારોમાં તને દૃઢતાથી વળગી રહું, એવી દયા કર. તું મને એવું સ્મરણ કરવાનું શીખવ કે મારો જીવનનો ઉદ્દેશ માત્ર તને મેળવવાનો છે, અને એ ઉદ્દેશ ઉપર લક્ષ રાખીને આજનો તથા હવે પછીના દિવસો નિર્ગમન કરૂં એવી સહાયતા આપ. હે અવિનાશી પિતા અને ભ્રાતા, પવિત્રતા અને વિશ્વાસમાં ચઢી, પ્રતિદિન તારી પાસે આવતો જાઉં એવું મને સામર્થ્ય આપ.

## सायंकालनी प्रार्थना.

હે મારા પરમેશ્વર, આજ તેં મારા ઉપર જે અપાર કૃપા કરીછે તેનો સપ્રણામ ઉપકાર માની તારી સમક્ષ આવુંછું. જેથી હું સુખનો અનુભવ કરૂંછું, જેથી મારી સર્વ કામનાઓ પૂરી થાયછે અને જેથી મારાથી શ્વાસ ખેંચાય છે—આ સર્વ તારી ભલાઈ દેખાડી આપેછે અને મને આભાર માનવાનું સૂચવેછે. તારી પિતૃચિંતાએ આખો દિવસ મારા ઉપર રહીને મારા આત્મા તથા શરીરનું રક્ષણ કર્યું છે. સત્કાર્ય કરવાનાં જે જે સાધનો અને તકો તેં આપી છે તેને સારૂ તારી સ્તુતિ કરૂંછું;– અને પ્રત્યેક શુદ્ધ વિચાર અને શુદ્ધ ભાવ જે મારા હૃદયમાં ઉદ્‌ભવ થાયછે, અને જે સત્કર્મ તારી કૃપાવડે હું કરૂંછું તે સર્વેને સારૂ હું તારો પાડ માનુંછું.

હે સર્વજ્ઞ પરમેશ્વર, આજે જે જે પાપો મેં કર્યાં છે તે તું જાણેછે અને જે તારી આજ્ઞાઓ તું અમારી પાસે પળાવેછે તે સાચી શ્રદ્ધાથી પાળવામાં હું પાછળ પડી ગયો છું તે પણ તું જાણેછે. અન્તઃકરણના ઊંડા પશ્ચાત્તાપ સહિત હું તારી કૃપા સારૂ વિનંતિ કરૂંછું. મારી કરણી પ્રમાણે ફળ આપી મારા આત્માને સુધાર અને પવિત્ર કર; અને ફરીથી એવાં પાપ ન કરૂં એવી મને દૃઢતા આપ. જે દુર્વિકારો મારા ઉપર હલ્લા કરેછે તેમને જીતવાનું તારા ઉત્તેજક પંડની સહાયતા વિના મારામાં સામર્થ્ય નથી. માટે હે દયામય પ્રભુ, શ્રદ્ધા, વિશ્વાસ અને ધર્મ બલથી મને પૂર્ણ કર, અને દુષ્ટ અપવિત્ર વસ્તુઓમાંથી મારા મનને દૂર રાખ. મારા જીવતરનો પ્રત્યેક દિવસ તારી ઈચ્છાનુસારે ચાલવામાં નિર્ગમન થાય એવી મતિ આપ; હે ઈશ્વર, હવે મને સંપૂર્ણ વિશ્વાસ સહિત સૂવાની રજા આપ, અને આ નિદ્રાવસ્થામાંથી મુક્ત થયે મારૂં નવું બલ તને અર્પણ કરૂં એવી બુદ્ધિ આપ; પણ આજની રાત મારી આ દુનિયાપર નિઃશેષજ હોય, અને મારે અનાદ્યંત પ્રભુના પ્રદેશમાંજ વિચરવાનું હોય તો, મારી એટલીજ વાંછના છે કે સદાનંદ અને શુદ્ધ ભાવનાં મંગલ ભવનોમાં, તારી કૃપારૂપી પાંખો ઉપર બેશીને મારાથી ઊડી જવાય એમ કરજે. (તારી દયાથી ત્યાં પહોચી શકાય).

## संपत्ति लाभ समये प्रार्थना.

હે કૃપાસિંધુ પરમેશ્વર, તારી અપાર કરૂણાને લીધે મને જે સુખસંપત્તિનો લાભ થાયછે તેનો એવી રીતનો ઉપભોગ કરતાં શીખવ કે મારો આત્મા મોહજાલમાં ફસાઇ ન પડે. સાંસારિક સંપત્તિથી મારા ચિત્તને અહંકાર તથા મિથ્યા ગર્વ ન થાય, પરંતુ કૃતજ્ઞતા અને વિનયથી મારૂં મન પૂર્ણ રહે; વળી મને એવું સ્મરણ કરતાં શીખવ કે સંપત્તિ તથા વૈભવ આપવામાં તારો એવો અભિપ્રાય નથી કે તે મને સંસારમાં અમર્યાદાસક્ત કરે, પરંતુ જેનાથી તે પ્રાપ્ત થયાં છે તેનાં કાર્ય કરવામાં સાવધાન મનથી પ્રવૃત રહું. સંપત્તિની લાલચો મારી વિવેકબુદ્ધિને દબાવી દે નહિ, અને સંસારનાં સુખસંપત્તિ ભોગવતાં મારૂં મન તારી સાથે સંબંધ તથા સંલગ્ન રહે એવું સામર્થ્ય આપ. હે કરૂણામય પ્રભુ, તારા પ્રસાદથી મને સર્વ સંપત્તિ પ્રાપ્ત થઈ છે. હે ઇશ્વર, આ સુખસંપત્તિનો આનંદથી લાભ લઉંછું, પણ જ્યારે એવી ઈચ્છા હોય કે તે તજી દેવાં, ત્યારે હું તેટલાજ હર્ષથી તેમ કરી, તું જે અવસ્થામાં રાખે તેમાં અવ્યાકુલ ચિત્તથી રહું. આ સંસારની અસારતા તરફ મારા મનને સચેત રાખ, અને આ લોકનું ધન, માન, સુખ, સંપત્તિ સર્વ ક્ષણભંગુર છે એવું સર્વદા જ્ઞાન આપ; આત્મોન્નતિ અને સદ્‌હૃદય—અવિનાશી સુખસંપત્તિ પ્રાપ્ત થવાનાં મુખ્ય સાધનો—તે મેળવવામાં સદા સહાય કર. હે પ્રભુ, નિરંતર મારી સાથે રહીને વિવિધ લાલચોમાંથી મારૂં રક્ષણ કરજે.

## विपत्ति समयनी प्रार्थना.

હે નાથ, તું સંપત્તિ તથા વિપત્તિમાં, સુખ તથા દુઃખમાં સર્વકાળ મારી પાસે છે. જગત્‌ના સુખીઆ કે દુઃખીઆ જીવોનું રક્ષણ કૃપાથી તું કરેછે. મારા ઉપર પડેલી આફત ધૈર્ય તથા સંતોષથી સહન કરવાનું શીખવ. હું દુઃખથી વ્યાકુલ ન થાઉં પણ તારો આભાર માનું, કારણ કે સુધારતી અને નમ્રતા આણતી દુઃખાવસ્થામાં તેં મને મૂક્યો છે,

અને સંસારના સુખની અસારતા અને અનિત્યપણા તરફ મારી આંખો ઊઘાડી છે. હે પિતા, આ પડતી દશામાં પણ તું મારી સંભાળ લેવી ચૂકતો નથી તે જોઇ મને વિશેષ આનંદ થાયછે. આ વેળા મને સહાયતા તથા સાંત્વતા આપનાર કોઈ રહ્યું નથી; તુંજ મારી રક્ષા કરેછે. હે અનાથનાથ દીનબંધુ, વિપત્તિના ગમે તેવા સખ્ત ઘા હું ધૈર્યતાથી સહન કરૂં અને સઘળાં દુઃખદારિદ્રય દૃઢ ક્ષમાથી સાંખું એવું બલ આપ. વિપત્તિ કે દિલગીરીથી કર્તવ્ય સાધનો ઉપર મને અભાવ ન ઊપજે, ગમે તેવી દુઃખાવસ્થા હોય પણ, હે દીનદયાળ, તને હૃદયમાં સર્વદા ધારણ કરૂં. અસંતોષ, નિરાશા, વિક્ષેપ, અને મનની વ્યાકુલતાથી મારૂં પરિત્રાણ કર. તારા અનંત પ્રેમનો મને દૃઢ વિશ્વાસ આપી શાંતિ અને આનંદ આપ; અને તારા દૈવી ધનથી મને તવંગર કર. હે પ્રભુ, તું મારૂં સર્વસ્વ છે, હું ઊંચ કે નીચ પદે છું એવો વિચાર ન કરૂં, પણ સર્વાવસ્થામાં તારા ઉપર વિશ્વાસ તથા પ્રીતિ રાખી મારાં કર્તવ્ય સાધનોમાં હું યત્નવાન થાઉં એવી તું કૃપા કર.

## धारिष्ट मेळववाने प्रार्थना.

હે સર્વ શક્તિમાન પ્રભુ, તારી ઈશ્વરી સત્તાની મારામાં પ્રેરણા કર, અને મારા જીવનની સઘળી લાલચોની સામે બહાદુરીથી થાઉં અને તેઓના ઉપર જીત મેળવું તેટલા માટે મારો દૃઢતમ વિશ્વાસ તારામાં મૂકવા દે. મને મનુષ્યના ભયથી અને કુબેરની ઉપાસનામાંથી દૂર રાખ; અને સંસારની અસારતાને જે મમતાથી વળગી રહુંછું તેમાંથી મુક્ત કર. મારે એક મહત્વનું અને પવિત્ર કાર્ય પૂરૂં કરવાનું છે, અને તારી સેવામાં મારી જીંદગી અર્પણ કરવાની છે, એ બાબતો મને યાદ કરાવ. મને દૃઢ વિચાર અને અચળતા આપ કે જેથી કરીને, ડાબો કે જમણો ફર્યા સિવાય અને બિલકુલ ડગ્યાવિના મારૂં કામ પૂરૂં કરવા આગળ મચ્યો રહું. કર્તવ્યતાને સઘળી વસ્તુઓમાં પ્રાધાન્યપણું આપતાં મને શીખવ; સત્યને દુનિયાની દોલત અને માન સત્કારથી અધિક ગણતાં શીખવ; અને તારા અનુમોદનને મનુષ્ય જાતિનાં વખાણ અને શાબાશીથી વધારે માનતાં શીખવ. તારા ઉપરની મારી પ્રીતિ અને શ્રદ્ધા ડગે નહિ એવું કર; આમ થવાથી હું મારી જીંદગી તને અર્પણ કરીશ એટલુંજ નહિ, પરંતુ ઘણી ખુશીથી તેમ કરીશ, અને હમેશા યાદ લાવીશ કે તું ઈષ્ટમાં ઈષ્ટ વસ્તુ છે. હે પ્રભુ, મને ધારિષ્ટ અને ધર્મોત્સાહ આપ કે જેથી આ દુનિયાની શત્રુ રૂપ ફોજ મારી સામે આવે તોએ હું જરા ડગું નહિ, અને તમામ જૂલમ તથા સતાવણીને નહિ ગણકારતાં હિમ્મતથી તારાં કાર્યની સત્યતા બતાવી આપું અને તેને પડવા દઉં નહિ. સત્યને સારૂ હઠીલાઈથી લડવામાં મને સહાય થા, અને તારી આજ્ઞા પાળવામાં મારો આત્મા ચુસ્ત રહે અને કદીપણ લટી ન પડે, અને તે પણ એટલે દરજ્જે કે જો વખત આવે તો ધર્માર્થપ્રાણત્યાગીની માફક સર્વ દુઃખ અને મુસીબતો વેઠવી પડે તો વેઠું, અને મારો પ્રાણ પણ તારે ચરણે મૂકું. હે સર્વશક્તિમાન પ્રભુ, તારો નિરંતર જય હો.

## पाप परित्राणार्थ प्रार्थना.

હે પવિત્ર પિતા, સંસારની અનેક પ્રકારની લાલચોમાં અને મુસીબતોમાં તુંજ ફક્ત મારૂં આશ્રયસ્થાન છે. તારા ઉપર મારે સર્વ ભરોંસો છે. ભ્રષ્ટતા અને પાપ તાપથીપરિ-

તાપિત થઇ તારી અપાર કરૂણા સિવાય બીજે કિયે સ્થળે જઇને મારા તાપિત હૃદયને શીતળ અને શાંત કરૂં? હે નાથ, હું તારો છું. તારા આગળ મન મૂકીને એટલુંજ માગી લઉંછું કે મારાં પાપકર્મો બદલ મને કાઢી મૂકીશ નહિ, પણ મારા આત્માને પાપસંતાપથી મુક્ત કરજે. હે પ્રભુ, મારો અને તારો સંબંધ કેવો ઊંચા પ્રકારનો અને ગંભીર છે અને તેટલા માટે મારાં પાપ કર્મનું નિવેદન કરવું કેટલું ભયંકર છે! મેં તારા બાળક અને સેવક છતાં તારી આજ્ઞાની ઘણી અવગણના કરી છે; તારી પ્રીતિ મારા ઉપર કેટલી બધી છે તે છતાં નિમકહરામ બની હું તને ભૂલી જાઉંછું. તું પાપ માર્ગ પરિત્યાગ કરવાનું વારંવાર સૂચવીને મને તારા પુણ્ય પથે જવાને પ્રેરણા કરેછે; તે છતાં હું તે ઉપર લક્ષ દેતો નથી. હે પ્રભુ, મારા ઉપર તારો પ્રેમ અપરિમિત છે; તે છતાં હું તારા ઉપર પ્રીતિભાવ રાખી શકતો નથી. મારો મોહ અને મમતા દુનિયાદારીમાં જડાઈ ગયાં છે. મારા દોષોનું પ્રમાણ ઘણું મોટું છે; અને તે બાબત જ્યારે વિચાર કરૂંછું ત્યારે તારી સમક્ષ જતાં કંપારો છૂટેછે. હે મંગલમય પરમેશ્વર, મારૂં પરિત્રાણ કર, અને પશ્ચાત્તાપના વારિથી મારૂં મન નિર્મળ કર; દુષ્ટ કર્મો અને દુષ્ટ વિચારોથી મને દૂર રાખ, મારૂં હૃદય નિષ્પાપી કર; ખરાબ સંગત અને સલાહથી છોડવ, ઢોંગ, અચલિતપણું, અને દોષૈકદૃક્* પ્રકૃતિથી વેગળો રાખ. સાંસારિક માયા કાઢી નાંખ, અને જે કામનાઓ તારાથી મને વિચ્છિન્ન કરે તેવી હોય તે સમૂલથી ઉખેડી નાંખ. મને મારા આત્માની શોધ કરતાં શીખવ, અને તેમાં જે ખોટું હોય તે કાઢી નંખાવ. હે ઇશ્વિર, જ્યારે મલીન કામનાઓ મારા મનમાં ઉત્પન્ન થાય અને દુષ્ટ વિકારો પાપ કરવાનું સૂઝાડે, ત્યારે હું, તારા દયાનિધિ સમક્ષ, લાંબો થઇને પ્રાર્થનાપૂર્વક પડું, અને તારા બળને લીધેજ જીતું, એવી મતિ આપ. મારાં બધાં ધર્મકાર્યો સફળ કરવામાં તારા તેજ અને બળની આશા રાખું, કારણ કે, હે કૃપાસિંધુ, તુંજ મારૂં સર્વસ્વ છે.

## ઈશ્વરેચ્છાપર રહેવાની ટેવ.

હે પ્રીતિમય પ્રભુ, મારી એટલીજ નમ્ર વિનતિ છે કે હું મારી બધી જીંદગી તારી પવિત્ર સેવામાં ગાળું. મને પ્રીતિની ગાંઠથી તારી સાથે બાંધ અને કોઇપણ વસ્તુ મારા આત્માને તારાથી જુદો ન પાડે એવી શક્તિ આપ. મને એટલો બધો તારો કરી લે કે—દુ:ખની ઘડીમાં કે સુખના દિવસોમાં, શરીરમાં શક્તિ હોય કે નબળાઈ હોય ત્યારે, માંદે કે સાજે, મહેનતમાં કે વિશ્રાંતિમાં, મારાં ખાનગી કામોમાં કે જાહેર કૃત્યોમાં—સદા કાળ તને વળગી રહું. જ્યાં અને જે કામમાં હું ગુંચાયો રહું તે તારા સિવાય બીજા કોઇનું ન હોય, અને હું બીજા કોઇની ઇચ્છા પ્રમાણે ચાલું નહિ. તેં મને કોઈ પણ કૃત્રિમ વસ્તુની પૂજા કરવાનું કે કોઇ મૂર્ત્તિની સેવા કરવાનું શીખવ્યું નથી; માટે જે માનસિક અતિપ્રીતિ તારામાંથી મારી પ્રીતિ અને શક્તિને ઊઠાડી બીજા ઈષ્ટ પદાર્થો તરફ લગાડવાનું કરેછે તેને કાઢી નાંખ; અને જે અતિપ્રીતિ, તૃષ્ણા, કીર્તિ, લોભ, અગર કાંઈ પણ દુનિયાના સુખને પ્રણામ કરવાનું મારા આત્માને કહેછે તેને પણ કાઢી નાંખ. આવી સર્વ પ્રકારની અતિપ્રીતિયોથી મને દૂર રાખ, અને તને સત્ય સ્વરૂપ પ્રભુ તરીકે માનું

---

* કૂડા દોષ કે વાંકજ જોવાની કે કાઢવાની ટેવ.

એવું શીખવ. મારા જીવનનો ઉદ્દેશ ફક્ત તને શોધી કાઢવાનો છે ને મારા વિચારો, મારા શબ્દો અને મારાં કર્મો તારાં પવિત્ર કામમાંજ લગાડવાનાં છે એવું જ્ઞાન આપ. તારો પવિત્રાત્મા મારામાં અંગેઅંગ વ્યાપી રહે, અને તારી પ્રીતિ મારાં સઘળાં કૃત્યોનું મધ્યબિંદુ થાય. મારા મનના એક પણ ખૂણામાં એવી કોઈ પણ ઈષ્ટ વસ્તુ હોય કે જે તને અર્પણ ન કરી શકું તે જડ મૂળથી કાઢી નાંખ. તારી આનંદકારી સંગતિ સિવાય બીજા કશાની મને લલુતા ન રહે, તેટલા માટે દુનિયામાંથી મારૂં મન ખસેડી તારામાં દૃઢતાથી ચોંટાડ. હે દયાળુ પરમેશ્વર, તારી સેવામાં એટલો બધો ગરક થઈ જાઉં કે જીવું ત્યારે અને મરૂં ત્યારે પણ તારી મરજી પ્રમાણેજ ચાલું; તારી ઇચ્છાનું ઉલ્લંઘન કદી ન કરૂં એવી મારી નમ્ર વિનતિ છે.

## मृत्युकाळनी प्रार्थना.

હે દયામય, આ દુનિયા છોડવાનો મારો વખત નજીક આવ્યોછે. મને સઘળી સુખભોગાદિ વસ્તુઓએ છોડી દીધોછે. મારાં પ્રિય સગાં વહાલાં અને મિત્રમંડળ મારાથી વિમુખ થયાંછે, અને જેવો હું આ દુનિયા ઉપર આવેલો તેવોજ પાછો જવાનો. આ સંસારની તમામ હયામયા ને વહાલી વસ્તુઓથી વિચ્છિન્ન થઈને મારી આગળ જે અગાધ અનાદ્યન્તત્વ વિસ્તીર્ણ છે તેમાં ઉતરી પડવાની તૈયારીમાં છું. હે તાત, હે રક્ષણકર્તા પ્રભુ, હે શુભ માર્ગ દેખાડનાર ઈશ્વર, તેં મારૂં સદાકાળ રક્ષણ કર્યું છે માટે તેં જે જે સુખ મને આપેલાં તેમને માટે અને વિશેષે કરીને દુનિયાદારીની લાલચોમાં પણ તારી પૂજા કરવાની અને સેવા કરવાની જે શક્તિ અને તક મને આપેલી તેને માટે મારી આ નમ્ર પણ છેવટની આભારપૂર્વક પ્રાર્થના સ્વીકાર. મારી જીંદગીમાં મેં જે અસંખ્ય પાપો કર્યાંછે તે તને વિદિત છે. તારા પવિત્ર આત્મા વડે મારૂં પુનર્જીવન કર અને પવિત્ર કર અને મને તારા સ્વાધીનપણામાં લે. હે પ્રભુ, આ એકાન્ત અને અસહાય અવસ્થામાં તારો પ્રેમ મને લાગે એવું કર. મારી વૃત્તિઓ ક્ષીણ થતી જાયછે. હું ભાન ભૂલી જાઉંછું. કશાથી મને આનંદ થતો નથી. મારા આત્માને શાંત અને શીતળ કરવાને અહીં કોઈ નથી. હું મારી આસપાસ અંધકાર દેખુંછું. હે દયામય પિતા, આ સૂનસૂનાકાર વખતે મને તારૂં પ્રસન્ન વદન કૃપા કરી દેખાડ અને તારી સોબતની મીઠાશથી ભરપૂર રાખ. હે ઈશ્વર હું તારો ઉપકાર માનુંછું કે તેં મને છોડી દીધો નથી. જ્યારે સર્વ મનુષ્યો જતાં રહ્યાંછે ત્યારે પણ આ મરણની પથારી ઉપર તું મને ધીરજ આપવા તથા રક્ષણ કરવા ઊભો રહ્યોછે; મારો કોઈ દિવસ ત્યાગ કરીશ નહિ પણ અનાદિકાળ પર્યંત મને પવિત્ર કરીશ અને ઉત્તેજન આપતો રહીશ એવી તારી ખાતરજમાને સારૂ હે પ્રભુ હું તારો ઉપકાર માનુંછું. તું એકલો ફકત મારો છે, સદાકાળ મારો છે. હે પ્રિય પિતા અને સદા સહાયી બંધુ, તું મારો છે. હે પિતા, મારા કુટુંબ, મિત્ર અને બંધુની તને સુપ્રત કરૂંછું. હે પ્રભુ, તેમને સુખ આપજે અને સદાકાળ તારી સંભાળ નીચે રાખજે. હે પ્રભુ, આ દુનિયા ઝડપથી મારી નજર આગળથી જતી રહેછે. હે વહાલા પ્રભુ, મને શાંતિ અને આનંદ સાથે આ દુનિયા છોડાવ અને પવિત્રતા, શ્રદ્ધા, અને પ્રીતિના ધામે લેઈ જા.

## धर्मशालोपयोगी प्रार्थना.

હે સદા કલ્યાણકારી પ્રભુ, તારા મહિમાનો શોધ કરવાને અને અમારી ભવિતવ્યતા

અને મુક્તિનું મોટું સત્ય જાણવાને પાછા ફરીથી એકઠા મળ્યા છીએ. હે પ્રભુ, અમારો આ હેતુ પૂરો પાડવાને અમને જ્ઞાન અને ઉત્તેજન કૃપા કરીને આપ. વહેમ, ભૂલ અને તકરારની ભૂલથાપ દેતી ગલીકૂંચીઓથી મને બચાવ; હે પિતા અને શિક્ષક, ખરી શ્રદ્ધામાં અમારા આત્માને ઉછેર; અમારૂં અંતઃકરણ તીવ્ર રાખ અને અમારા ધર્મ અને ફરજો બજાવવામાં અમને સાવધાન રાખ. આ સિવાય એવું શીખવ કે અમારે તારા ઉપર વિશ્વાસ રાખ્યા સિવાય છૂટકો નથી. જેમ તું સત્ય જ્ઞાન આપીને અમારા મનને ઊંચી પદવી પ્રાપ્ત કરાવેછે તેમ અમારા અંતઃકરણને તારા ઉપર સંપૂર્ણ પ્રીતિ રાખવામાં અને અમારી ઇચ્છાને તારી આજ્ઞા રજેરજ પાળવામાં કેળવણી આપ, કારણ કે જો તારા નિયમોનો સંપૂર્ણ રીતે ઉપયોગ ન કરીએ તો શ્રદ્ધાથી કંઈ ફાયદો નથી. જે જે સત્ય અમે તારી પાસેથી શીખીએ તે અમારી જીંદગીને એકદમ લાગુ પાડીએ. જે જે ધર્મ અમે તારી પાસેથી જાણીએ તે પ્રમાણે એકદમ આચરણ કરીએ. સત્યની શોધમાં અમને ઉદ્યોગી અને ખંતીલા કર, અને અમારા સુધારાને સારૂ જે શુભ સાધનો અમને અનાયાસ મળી આવે તેમનો લાભ લેતાં શીખવ. ભક્ત લોકોનાં લખાણથી અમારા વિચારો સારા થાય; પ્રમાણિક પુરૂષોના દાખલા જોઈને અમારી આશાઓ તેજ થાય અને અમારા નિશ્ચયોને પુષ્ટિ મળે; તારા નિરંતર સહવાસથી અમારા આત્માને પુનીત કરે. આ દેહ ક્ષણભંગુર છે એવું યાદ કરવાથી આ દુનિયાની અસારતા અને ઢીલ કરવાની ટેવ મનમાંથી નીકળી જાય. હે પ્રભુ, જેઓ જ્ઞાન આપેછે અને ગ્રહણ કરેછે તેઓનું કલ્યાણ કર. અમારા દેહની સન્મુખ તારૂં તેજ રાખ અને આ દુનિયા ને પરદુનિયામાં અમારા વિશ્વાસ અને શુદ્ધ ભાવમાં વધીએ એવી શક્તિ આપ.

## कौटुंबिक प्रार्थना.

જેણે અમને માયા અને સ્નેહની ગાંઠથી કુટુંબમાં એકઠાં બાંધ્યાં છે એવા હે પ્રભુ, પિતા, તારી સન્નિધ અમને લેઈજા. તું અમારા જીવનનો રક્ષક દેવ, સર્વ સુખનો દાતા, શુભ માર્ગ દેખાડનાર અને સલાહકાર છે. હે પ્રભુ, તેં અમને તાત કહીને બોલવાની રજા આપીછે તેને અમે મોટી સત્તા માનીએ છીએ, અને પુત્ર, પુત્રી–યોગ્યભક્તિ અને આધીનતાથી તને પ્રણામ કરીએ છીએ. અમે તારી અપાર કરૂણા કદી વીસરી જઇએ નહિ; તું જે આ વિશ્વનો નિયંતા અને પૃથ્વી અને સ્વર્ગમાં વ્યાપ્તદેવ, આ અમારા દેવસ્થાનમાં, અમારી નમ્ર પ્રાર્થના સાંભળવા અને ગ્રહણ કરવાને આવ્યોછું એવું જાણી અમને ખુશી થઈછે. અમારા દરેકનો પ્રેમ તારા ઉપર ખેંચીને અમે જે સગપણથી સંધાએલા છીએ તે સગપણને દૃઢ કર અને તેમાં આનંદ મૂક. અમારામાં પરસ્પર સાચી મનોવૃત્તિઓની વૃદ્ધિ કર; સ્વાર્થ, અદેખાઈ અને જે જે વસ્તુ અમારામાં કુસંપ અને અપ્રીતિ ઉત્પન્ન કરે એવી હોય તે કાઢી નાંખ. દરેક સાંસારિક સુખમાં અમે તને આભારપૂર્વક યાદ કરીએ, અને સાંસારિક દુઃખમાં તુંજ ફકત અમારૂં સારૂં કરનાર છે એમ જાણી તારા ઉપર વિશ્વાસ રાખતાં શીખીએ. હે વહાલા પરમેશ્વર, તું એક માતાના કરતાં પણ અધિક હેતથી અમને ખવડાવેછે ને રક્ષણ કરેછે, અને તારી પવિત્ર સંભાળમાં તારાં પુત્ર પુત્રીઓને જીવતાં રાખેછે. અમે કંઈ ખોટું કરીએ તો અમને શિક્ષા કર. જો અમે

અવિહિત માર્ગે ચાલીએ તો અમને પાછા રસ્તે આણ. અમારાં અંતઃકરણ પવિત્ર રાખવામાં અને અમારા હાથથી સુકૃત કરવામાં અમને મદદ કરઃ અમારામાં ગરીબાઈ અને નમ્ર ભાવ મૂક, અને અમારા જીવનની દરેક અવસ્થામાં રહેવાને તૈયાર કર. હે પ્રભુ અમે તારાં આધીન બાળકો અને વિશ્વાસુ નોકરો માફક રહીએ. તું આ કુળનો દેવ છે અને તેટલામાટે આ ઘરમાં ઈશ્વરી પ્રીતિ, પવિત્રતા, શ્રદ્ધા, શાંતિ અને પરસ્પર સ્નેહભાવનો વાસ કર. હે પ્રભુ આ કુટુંબનું સુખ વાંચ અને ખરેખર તેને તારૂં કરી રાખ. દુનિયા ઉપરના તમામ કુટુંબના પિતા, તારા મહિમાનો સઘળે ઠેકાણે વિસ્તાર કર, અને તારાં સઘળાં પુત્રપુત્રીઓનાં હૃદય તારામાં ચોંટાડ. હે પ્રભુ, અમે હમેશા તારા કહેવાઈએ તેને સારૂ અમારો આત્મા ને દેહ તને અર્પણ કરીએ છીએ.

## सामाजिक प्रार्थना.

હે કલ્યાણકારી પ્રભુ, આ પવિત્ર મંદિરમાં તારો મહિમા ગાવાને અને તારી સ્તુતિ કરવાને તેં એકઠા કર્યા છે તેને સારૂ તારો આભાર માનીએ છીએ. અઠવાડીઆની મહેનત અને ફીકરમાં જે દિવસને સારૂ અમે ઉત્કંઠાથી વાટ જોતા હતા તે આજ આવ્યો છે. અમને તારી સમીપ આવવા દે, અને અમને તારા પવિત્ર દર્શનને સારૂ તૈયાર રાખ. હે પ્રભુ, તું તેજ અને પ્રીતિરૂપ છે. તું સર્વ ઠેકાણે પ્રકાશમાન છે. જે જે વસ્તુઓ અમારી નજરે પડેછે તેઓમાં તારૂં અસ્તિત્વ છે. તું હૃદયના ઊંડા ભાગોમાં વસેછે; સર્વ ઠેકાણે તારો કલ્યાણકારી આભાસ નજરે પડેછે અને તારા હસ્ત અમારી આગળ પાછળ વીંટલાએલા છે. તારા સર્વવ્યાપી આત્મામાં અમારા મનને પરોવવા દે કે તેથી તારી પવિત્રતા અમને જણાય, દરેક દુષ્ટ કામના અને સાંસારિક વાંચ્છના ભસ્મ થઈ જાય, અને અમારી આત્મ મનોવૃત્તિઓ ને બુદ્ધિઓ તારા ચરણ સમીપ મૂકીએ. તારી સોબતમાં અમે જે સુખનો અનુભવ કરીએ છીએ તે ક્ષણભંગુર ન થાય, પણ અમારી જીંદગીમાં મીઠાશ મૂકે અને સદાકાળ તારા ઉપર અમારી પ્રીતિ રખાવે. તારા રક્ષણની છાયા નીચે અમને નિરંતર કૃપા કરીને રાખ અને આ દુનિયાના વિકટ માર્ગમાં અમને સંભાળીને ચાલતાં શીખવ. સંસારનાં સુખ યા દુઃખમાં તું અમારો આનંદ થા, ને તેના અંધારામાં તું અમારો પ્રકાશ થા; તેની લાલચો અને સતાવણીઓમાં તું અમારી ઢાલ અને બખ્તર થા. પ્રીતિ અને સદ્‌ભાવનાનો અમારામાં વધારો કર; અમારો પરસ્પર વ્યવહાર ચોખો રાખ; અમને એક સામાન્ય ભ્રાતૃત્વમાં જોડી દે. તારી નજરમાં જે સારૂં હોય તે કરવામાં અને તેના ઉપર પ્રીતિ રાખવામાં અમને પરસ્પર સહાય કરવાનું શીખવ; હે પ્રભુ, એવું શીખવ કે જેથી અમારા દિવસો તારી સેવા ચાકરીમાં નિર્ગમન કરીએ અને પરદુનિયામાં શાશ્વત સુખ અને ઉમદા બક્ષિસોમાં ભાગ લેવાની ઇચ્છા રાખીએ. હે પ્રભુ, અમારી સન્નિધ સદા રહે અને તારા ઉપર અમારો પ્રેમ ધીમે ધીમે વધાર. બધા માણસોને સાચી ભક્તિના રક્ષણ નીચે આણ. દરેક જીવ તારા પ્રેમી નામના ગુણ ગાય, અને દરેક મનુષ્યના અંતઃકરણમાં તારૂં મંદિર બની રહે. સર્વ મહિમા તારો છે એમ અમે માનીએ છીએ.

## उपकार स्मरण प्रार्थना.

હે સર્વ શક્તિમાન પ્રભુ, આનંદી હૃદયથી અમે તારી સ્તુતિ કરીશું અને

તારી કરૂણા જાહેર કરીશું. તું અમારો પિતા છે અને સર્વ ભોગ્યવસ્તુઓનો દાતા છે. તારી આજ્ઞાનુસારે સૂર્ય અમને તેજ તથા ગરમી આપેછે અને ચંદ્ર પોતાનો નિર્મળ પ્રકાશ નાંખેછે અને અમને સૂવાનું અને આરામ લેવાનું આમંત્રણ કરેછે. અગણિત તારા તારા નિયમાનુસારે આકાશમાં છવાઇ રહ્યા છે અને પુષ્કળ પાકને લીધે ખેતરો લચી પડ્યાં છે. આ પૃથ્વી, આકાશ અને બીજાં અનેક બ્રહ્માંડ તું ધારણ કરી રહ્યો છે. તું અમને અન્ન વસ્ત્ર અને બીજાં શરીરસુખને અર્થે અનેક વસ્તુઓ આપેછે. પ્રત્યેક શ્વાસ જે અમે લેઇએ છીએ તેમાં તારી કૃપા દેખાયછે; જ્યાં જ્યાં અમારી નજર ફેરવીએ છીએ ત્યાં ત્યાં તારી દયાની કૃતિઓ દેખાયછે. તારી અદ્‌ભુત ભલાઈનું ભાન ન થાય એવી એકપણ પલ જતી નથી. હે પ્રભુ, આ સઘળી ચીજો તારો ઉપકાર માનવાને ઉશ્કેરેછે અને અમને સૌત્સુક પ્રાર્થના કરવાનું કહેછે. તું અમારા જીવનનું જીવન છે; તારો દક્ષિણ હસ્ત અમને બચાવેછે. અમને જીવારક તું આપેછે અને તમામ સુખ તારી તરફથી મળેછે. જ્યારે અમે ભૂખ્યા થઇએ છીએ ત્યારે તું અમને ખવડાવેછે; જ્યારે અમને થાક ચઢેછે ત્યારે તું આરામ આપેછે. જ્યારે દુઃખ અને દુર્દશાઓ અમને વ્યાકુલ કરેછે ત્યારે અમારાં આંસુ તું લોહી નાંખેછે; જ્યારે નિરાશા વધી પડેછે ત્યારે તું અમને આશા અને દિલાસો આપેછે. જ્યારે અમને તદન બધા છોડી દેછે ત્યારે તું મદદ આપેછે ને ઉશ્કેરેછે. જ્યારે અમે પાપ અને દુષ્ટ કર્મોમાં ગૂંચાઈ પડીએ છીએ ત્યારે તારી મદદ મેળવીને અમારૂં પરિત્રાણ કરીએ એવી તું અમને પ્રત્યેક કલાકે સૂચના આપેછે. અમે તને ભૂલી જઇએ છીએ અને શોધતા નથી, પણ તું તારી દયા નીચે અમને રાખેછે અને અમને શાથી સુખ થશે તે કરેછે. હે પ્રભુ, તારી દયાનું કોણ વર્ણન કરી શકે! તારી દયા અપાર છે; તારો પિતૃભાવ અપરિમિત છે; તારી કૃપા સર્વ દુનિયામાં વિસ્તાર પામે. ખોટા મતો અને ખોટી પૂજાઓનો નાશ થાઓ. સત્યનો સૂર્ય દરેક મનુષ્ય જાત ઉપર પ્રકાશો, અને દરેક જણ સાચા પ્રભુની સ્તુતિ કરો. અમારા ઓઠ તારા ગુણનું સદા ગાન કરો, અને અમારાં અંતઃકરણ આતુરતાથી તારા ઉપકાર માનો. દરેક કુટુંબ અને દરેક પ્રજા તારી દયાનું ગાન કરો અને હે પ્રભુ, તારા નામનો જય નિરંતર બોલ્યાં કરો.

## मध्यस्थाभाव.

હે પ્રભુ, કેટલાક મારા દેશીબંધુઓ તારેદ્વારે એકઠા થઇને આવેલા છે અને તેઓની તરફથી બોલવાનું મને કહેછે. તેઓને કેટલાક સવાલો પૂછવાના છે ને કેટલાંક દુઃખ જાહેર કરવાનાં છે.

હે પ્રભુ, હું તેમને શો જવાબ દઉં?

કોઇ પણ મધ્યસ્થ કે ખુલાસો કરનારની તેઓને જરૂર નથી. તેઓને મારી પાસે આવવા દે અને મારે મ્હોએ મ્હો બોલવા દે. મારે કોઈ મધ્યસ્થની જરૂર નથી. મારા ગરીબમાં ગરીબ પણ બાળકને હું સાંભળીશ અને દીનમાં દીન પાતક કરનારને પણ મારી આગળ બોલવાની પરવાનગી છે.

પણ તેઓ તારી આગળ આવતાં ડરેછે, અને એમ અનુમાન કરેછે કે અદૃસ્ય પ્રભુને મનુષ્ય જાત જોઇ ન શકે ને સાંભળી ન શકે.

તેઓને અંદર દાખલ થવા દે.

હે પ્રભુ તેઓ નહિ આવે. તેઓ તારા મંદિરની બહાર ઊભા રહેવાને ખુશી છે. તારા નિષ્કલંક ન્યાયાસન અને પવિત્ર સમક્ષતાનું નામ દેતાં તેઓ ધ્રૂજેછે. તેઓ કહેછે કે જો તેઓ તને જુએ તો તારી પવિત્ર હજૂરમાં બળીને ભસ્મ થઇ જાય. અને હે પ્રભુ, તું આત્મારૂપે છું તેથી જ્યાંસૂધી આ દુનિયાપર તેઓનો વાસ છે ત્યાંસૂધી તેઓ તને જોઈ ન શકે એમ તેઓનું કહેવું છે. પોતે અંધારામાં રહીને તારા ઠરાવેલા આડતીઆ ને ગુમાસ્તા મારફત સ્વર્ગ સાથેનો વ્યવહાર ચલાવવાને તેઓ માગેછે. કમનશીબે તેઓની અરજી તારી આગળ રજુ કરવાનું કામ મારે માથે આવી પડ્યું છે.

જેના ઉપર અને જેની હિમાયત ઉપર આટલી બધી તેઓને ખાત્રી છે એવો તું કોણ છે? તું એઓના તરફથી વક્તા થઇને શા સારૂ આવ્યો?

હે પ્રભુ, હું તેઓનો એક ઉપદેશક છું; મારૂં કામ તેઓની ધર્મસંબંધી વાંચ્છના પૂરી પાડવાનું અને દરેક અઠવાડીએ તેઓના કલ્યાણાર્થે ઈશ્વરસંબંધી ભાષણ કરવાનું છે. આટલા કારણથી તેઓએ મને જેમ સમાજનો ઉપદેશક ઠરાવે તેવી રીતે આ કામ સારૂ નીમ્યો હશે.

હા, હું તને ઉપદેશક તરીકે દાખલ કરીશ, પણ બીજા તરીકે આવવા નહિ દઉં. એક મધ્યસ્થ તરીકે, વકીલ તરીકે કે એક મારા વહાલા તરીકે જેનું બોલ્યું હું સાંભળતો હોઉં, એવા કોઈ પણ પ્રકારે તારે આવવું હોય તો તને આવવાની રજા નથી. આ ઓગણીસમી સદીના આદેશને મધ્યસ્થની મારફતે મુક્તિ મળેછે એ મતને ખોટો પાડ્યોછે. મારી અને મારાં છોકરાંની વચમાં મારે કોઈ પણ ઊભું રહેવા દેવું નથી. તારા દેશીઓ તરફથી પ્રતિનિધિ તરીકે આવવાનો તને શો હક છે? બીજાઓમાં ગુણ નથી તેવો તારામાં શો ખાસ ગુણ છે? તું જેમ આવ્યો તેમ સહેલાઇથી તેઓ શા સારૂ મારી પાસે ન આવે?

હે પિતા, મારો કંઇ સ્વતઃ હક્ક પણ નથી અને મારામાં કંઈ ખાસ ગુણ પણ નથી, પણ મારામાં એટલું છે કે, જો હું ઘણો પાપી છું, ને વખતે તેઓના કરતાં પણ વિશેષ પાપી હઈશ, પરંતુ મારૂં માનવું એવું છે કે હું તારાં દર્શન પ્રત્યક્ષ કરૂંછું ને કોઇ પણ તરેહના મધ્યસ્થપણાની સામે છું. મેં તેઓને વારંવાર તારી સમક્ષ આવવાનું કહ્યું છે, પણ હે પિતા, તેઓ આવતા નથી. હું પાપ અને અયોગ્યતાથી ભરેલો છું, પણ હિંમતવાન છું. તેઓ નમ્ર અને મર્યાદશીલ છે માટે તારી પાસે આવવાની હિંમત ધરતા નથી. તારી સમક્ષમાંથી મને કોઈ કાઢી મૂકે તે મારાથી ખમી શકાય નહિ. તારૂં દર્શન ન કરવું એ મારે મન અંધારૂં અને મોત છે. તેથી કરીને હમેશા તારી સમીપ આવવાને હું યત્ન કરૂંછું, અને તેથી કરીને તારા પગ આગળ બેસતાં અને બોલતાં મને આનંદ ઊપજેછે. હે પિતા, તે આનંદ અવર્ણનીય છે. બીજા કશાને માટે નહિ તો ફક્ત તેથી નીપજતા સુખ અને આનંદની ખાતર મને તારૂં સુંદર પ્રસન્ન વદન જોવા દે. તેં પ્રત્યક્ષ દર્શન દેઈને મારૂં મન મોહિત કર્યું છે.

તે પ્રમાણે હું તારા બધા દેશીઓને મોહ પમાડીશ. તેઓએ તને મધ્યસ્થ ગણવો નહિ, પણ તને સ્નેહી તરીકે માનવો; અને તેઓને જ્યારે મને કંઇ કહેવું હોય ત્યારે મારા મંદિરમાં પરબાર્યા આવવા દેજે. જો તેઓને મારી સાથે એકાંત વાત કરવાની રૂચિ હશે

તો તેઓને મારા ખાનગી ઓરડામાં મળીશ. મારે તેઓને દરેકને નિહાળવા છે, અને જેઓ મને ચહાતા હોય તેઓએ મારી પાસે આવવું જોઇએ ને મને મળવું જોઇએ. ફકત આવી રીતે કાગળો તથા અરજીઓ મોકલવાથી કશું ફળ નથી.

હે પ્રભુ, આ શુભ સમાચાર હું તેઓને કહીશ.

## शुं प्रभु बोलेछे?

હે પ્રભુ, શું તું બોલેછે અને માણસો તારા અવાજને સાંભળી શકેછે? સેંકડો માણસોએ મને સંપૂર્ણ રીતે ખાત્રી કરી આપીછે કે આમ બનવું કેવળ અસંભવિત છે. અને પરમાત્મા બોલેછે એવી આશા રાખવી એ મૂર્ખાઈછે. હે ભલા ભગવાન, મને કંઇ જ્ઞાન આપ અને મારા સંદેહ દૂર કર.

હે થોડી શ્રદ્ધાના માનવી, યાહુદીના પેગંબર અને હિંદુસ્તાનના સાધુ પુરૂષોની તેમજ દરેક યુગમાં સાચા ભક્તોની સાથે હું બોલ્યોછું એ વાત તું નથી માનતો? અને જ્યારે તેઓની સાથે તે કાળમાં બોલ્યો ત્યારે હમણા શા સારૂ ન બોલું? શું મેં મારી વાચા ખોઈ, અગર શું મેં આજની પ્રજાને ઘાતકી રીતે ધિક્કારી કાઢી?

હે પ્રભુ. લોકો કહેછે કે તારે જીભ નથી અને તું ફકત વાયુરૂપે છું. આમ હોય તો તું શી રીતે બોલી શકે?

માણસો જેમ બોલેછે તેમ હું બોલતો નથી, પણ મારી વાચા એવી છે કે દરેક સાચો ભક્ત તે સાંભળી શકે. તે ચૈતન્ય અવાજ ફકત ધર્મિષ્ઠ લોકોજ સાંભળી શકે.

હે તાત, મને કહે કે તારો અવાજ ધ્વનિ છે, અને તે અમને ધ્વનિ રૂપે સંભળાય છે કે કેમ?

ના તેમ નથી; બધું ચૈતન્ય રૂપે છે. મારા અવાજમાં કશો ધ્વનિ, ભાષા, કે આભાવ નથી. હું જ્યારે બોલુંછું ત્યારે ફકત એક ચૈતન્યની માફક જિવ્હા વિના, હોઠ વિના બોલી શકુંછું. મારૂં ભાષણ કર્ણ સાથે નહિ પણ આત્મા સાથે થાયછે.

હે સર્વ શક્તિમાન પ્રભુ, તારો સાદ અમને કયા આકારમાં સંભળાય છે?

જ્ઞાનના સ્પષ્ટ નિવેદન રૂપે. ઉદ્દીપક શક્તિ રૂપે, અતિ પ્રબળ પ્રેરણા રૂપે, માર્ગોપદેશક અદ્ભુત જીવનચરિત્રના સંયોગ રૂપે, વિશેષ ધર્માર્થે સકળ આત્માના આકસ્મિક પ્રબોધન રૂપે, સૃષ્ટિમાંનાં ચિન્હ અને સંકેતના અનુબોધ રૂપે.

હે પ્રભુ, તું અમને તારી ઇચ્છા કઇ ભાષામાં જણાવેછે?

અંતઃકરણની ભાષામાં; હીબ્રુ, ગ્રીક, સંસ્કૃત અને ઇંગ્રેજી એમાંની એકેમાં નહિ, પણ જે ભાષામાં મનુષ્યો કુદરતી રીતે પોતાનામાં વિચાર કરેછે તે સરળ સ્વદેશી ભાષામાં હું બોલુંછું. દરેક માણસનું એકલું હૃદય સમજે તે ભાષામાં હું તેની સાથે બોલુંછું. જે ભાષામાં તેનું હૃદય મને બોલાવેછે તે ભાષામાં હું તેને બોલાવુંછું. તેનું મન મારી સાથે ગુપ્ત વાંચ્છનાઓ અને અપ્રોક્ત પશ્નદ્વારાએ બોલેછે અને તેમને હું શ્રદ્ધા અને મનોવૃત્તિ મારફત મારૂં સત્ય સમજાવુંછું.

શું માણસ તું જે બોલેછે તે સમજેછે?

હા, સદા તે સમજેછે. હું મારા બાળક પ્રત્યે બોલું તે તેના સમજ્યામાં આવવું

જોઈએ. જો તેમ ન થાય તો મારૂં બોલવું વ્યર્થ છે. મારો હમેશા બોલવાનો હેતુ એટલો છે કે માણસોને મારૂં જ્ઞાન થાય અને તેઓ મારી માફક ચાલે. આટલાજ કારણથી પ્રભુનો શબ્દ સર્વથી સમજાએલો છે. જે બાળક તે જાણવાની મરજી કરેછે તે જાણેછે, ને જે તત્વવેત્તા તે જાણવાની કનવાર નથી કરતો તે અથડાઈ પડેછે.

મારે હજી બીજા સવાલો પણ આ સંબંધમાં પૂછવાના છે.

હે પ્રભુ, મને પૂછવાની રજા આપ.

વત્સ, બોલ, તારે શું કહેવાનું છે. જો તારી સાંભળવાની ખરી આકાંક્ષા હશે તો મારે બોલવું એ મારી ફરજ છે.

તું બોલેછે તે દરેક મનુષ્ય સાથે કે થોડા તારા વહાલા (ઇષ્ટ) કરી રાખ્યાછે તેમની સાથે બોલેછે? મારા કેટલાક જૂના પુરાણી મત્તાનુયાયી પાડોશીઓ છે તેઓ એમ કહેછે કે તારો સંદેશો એક લાખમાં એક માણસ સાંભળી શકેછે, અને તું નીચ જનોની સાથે બોલતો નથી. કેટલાએક તો એમ પણ ઠરાવી દીધુંછે કે ભરતખંડના આ જમાનામાં શ્રદ્ધાવાળા અને ભાવિક ભક્તોમાં ફકત એકજ માણસ તારો ઈશ્વરી અવાજ સાંભળી શકેછે. હે ઈશ્વર, શું આ ખરૂં હશે?

મનુષ્યોએ વારંવાર મારા ઉપર એવો આરોપ ન લાવવો જોઈએ કે હું થોડા ઇષ્ટ પુરૂષોનો દેવ છું. હું લોકોને માન આપનારો નથી. બ્રાહ્મણ અને શૂદ્ર વચ્ચે હું ફરક ગણતો નથી. દરેક માણસ, દરેક જણને મને બોલતો સાંભળવાની રજા છે, હું સર્વનો દેવ છું અને સર્વને જવાબ દઉછું. નાના મોટા, ગરીબ અને તવંગર, ડાહ્યા અને મૂર્ખો, સાધુજનો અને પાપીઓ, હિંદુ અને ખ્રિસ્તી—તમામને મારો અવાજ સાંભળવાની મેં છૂટ આપી છે.

ત્યારે હે પ્રભુ, તેઓ પોતે પોતાની મેળેજ શા સારૂ ના પાડેછે? મેં મારા ઘણા હિંદુ અને ખ્રિસ્તી ભ્રાતાઓને પૂછ્યું કે તમે કોઈ દિવસ તારો અવાજ સાંભળ્યો છે? એ સર્વાનુમત થઇ બોલેછે કે ના, અમે નથી સાંભળ્યો; અને મારા આ વિચારને હશી કાઢેછે.

જો તેઓ તમને નહિ સાંભળે તો તેમાં મારો વાંક નથી. હું બોલુંછું અને જેમ મારા અસ્તિત્વ વિષે કશો વહેમ નથી તેમ મારા બોલવા વિષે પણ કશોજ નથી.

હે ભલા ભગવાન, મને કૃપા કરીને આ વાત સમજાવ.

તું તારાં છોકરાં પ્રત્યે બોલેછે તે છતાં તેઓ તને સાંભળતાં નથી તે શી રીતે બને?

કેટલીક વખતે તેઓ પોતાનાં પાપને લીધે મને સાંભળી શકતા નથી, કેટલીક વખતે તેઓ પોતાની દૃઢ શ્રદ્ધા નહિ હોવાને લીધે સાંભળતા નથી, અને કેટલીક વખતે તેઓ સાંભળેછે પણ અભિમાનથી કે અજ્ઞાનતાથી તે અવાજને માટે પોતાના ઉપરજ ભરોસો રાખેછે.

હે પિતા, તું મારી સાથે કોઈ પણ વાર બોલેલો?

લાખોવાર બોલેલો.

હે પ્રભુ, ક્યાં અને ક્યારે?

**તારા હૃદયમાં, સવારે ને સાંજે, દિવસે અને રાતે, દરેક અઠવાડીએ અને પ્રત્યેક વર્ષે.**

શી રીતે ?

**હે દીકરા, મારી પાસે આવ ને મને મારો હાથ તારા માથા ઉપર મૂકવા દે અને આશીર્વાદ દેવાદે; અને પછીથી હું તને આ બાબત વધારે સમજણ પાડીશ.**

નમ્ર, પાપી, નમ્રતાપૂર્વક તારા ચરણ આગળ ઘુંટણીએ પડેલો આ રહ્યો.

કૃપા કરીને મારૂં રક્ષણ કર.

તને કંઇ લાગેછે ?

શું ?

તારા આત્માના આનંદનો ઊભરો અને તારી છાતીનું ખાસ રીતનું ઊછળવું.

હા, મારા પ્રભુ, મને લાગેછે.

ત્યારે ધ્યાન દે અને જવાબ આપ. તું દરરોજ ભૂખ્યો થાયછે અને દરેક દિવસે તું ભોજન કરેછે. શું માણસો નથી કહેતા કે તેઓ ખાયછે. કારણ કે તેઓને ભૂખ લાગે છે અને તેથી કરીને ખાવું અવસ્યનું છે ? તારૂં આમાં શું કહેવું છે ? ખરેખરો ખાત્રી લાયક તારે જવાબ દેવો.

"વત્સ, ખા" એવું તું કહેછે માટે હું ખાઉંછું, અને જ્યારે મને તાવ આવેછે ત્યારે તું મને એવું કહેછે કે "ખાઇશ નહિ."

આવા પ્રસંગો ઉપર હું તને શી રીતે કહુંછું ? ભૂખવાટે અને તાવવાટે.

અને શું હું જે બોલુંછું તે સ્વચ્છ અને સમજી શકાય એવું બોલુંછું ?

હા તાત, કંઈ અવાજ મને સંભળાતો નથી, તથાપિ તારા ચૈતન્યનો અવાજ હૃદયમાં પડેછે તે ચોખ્ખો આવેછે.

જ્યારે કંઈ તું ખોટું કામ કરવા જાયછે ત્યારે શું તને અંદરથી કંઈ સલાહ નથી મળતી કે કોઈ તને માંહેથી નથી વારતું—જે એમ તને કહેતું હોય કે તારા પાડોશીનું ચોરી લેઇશ નહિ, તારા પાડોશીનું ગળું કાપીશ નહિ, તારાં બાયડી છોકરાંને ભૂખે મરવા દેઇશ નહિ, નિરપરાધી માણસને દુઃખ દેઇશ નહિ ? જો એમ તને થતું હોય તો વિચારી જો કે એ સૂચના કયાંથી આવેછે ?

હે પ્રભુ, નિઃસંશય તું આપેછે. ખરેખર જે જે ખોટું હોય તે તજવાને તું મનુષ્યના હૃદયને વારેછે અને તું અમને વિવિધ પ્રકારનાં કર્તવ્ય કર્મો કરવાની આજ્ઞા આપેછે. સ્પષ્ટ રીતે કહેતાં અન્તર્યામી એ તારો અવાજ છે.

અને તારી જીંદગીની ખાસ હકીકતો જેવી કે ચઢતી અને પડતી એમાં શું તું મારા અવાજ નથી માનતો ?

હા, સર્વ શક્તિમાન પ્રભુ. તેવા પ્રસંગોમાં પણ તું અમને તારાં બાળકોને નમ્ર, રીતિસર અને ધાર્મિક થવાનું કહેછે. કેટલીક ખાસ હકીકતો લાવીને તું કેટલાકને વેપારી થવાની અને બીજાઓને ઉપદેશકો થવાની સલાહ આપેછે.

લે, જો, આ સુંદર ગુલાબનું ફૂલ, એ કંઇ તને કહેછે ?

હા, વહાલા પિતા, તે ખીલેલા ફૂલ મારફતે તારા પ્રસન્નૌષ્ઠ મને એમ કહેતા હોય કે–"વત્સ હું તને ચાહુંછું. માટે તને મારા પ્રેમની આ મોહનીય વસ્તુ બક્ષિસ કરૂંછું."

શું તું મારો અવાજ સાંભળેછે ?

હા પ્રભુ, તેટલા સારૂ તારો આભાર માનુંછું અને ધન્યવાદ ભણુંછું.

હે પ્રભુ, તારો અવાજ સાંભળવાની બાબતમાં મારા મિત્રો અવ્યવસ્થિત વિચારના થઈ ગયાછે. જો તે વાત સાધારણ અને સર્વેથી સમજાય એવી હોય છે તો તેઓ કબૂલ કરેછે. પણ જો તે ખાસ અને અલૌકિક હોય છે તો તેઓ વહેમ ખાઈ જાયછે. તેં કેટલાક માણસોનેજ ફકત પસંદ કર્યા છે અને તેઓજ એકલા તારી પાસે બેસેછે અને તારી આજ્ઞા કોઈ ચમત્કારિક રીતે ગ્રહણ કરેછે–એ વાત તેઓ બિલકુલ માનતા નથી.

જ્યારે હું બોલુંછું અને લોકો સાંભળેછે ત્યારે કશું અલૌકિક કે ચમત્કારિક દેખાતુ નથી. એ બનાવ હમેશનો છે; જેવા હવા અને તેજના ચમત્કાર સાધારણ અને કુદરતી છે તેવો તે છે. હું બધા લોક સાથે બોલુંછું અને જેમની રૂચિ હોય તે મને સાંભળેછે. કેટલાક ઈષ્ટ પેગંબરો મને સાંભળી શકે એ તો પુરાણનો ગપાંશ છે. જો મનુષ્યો હાલ પણ તેમ માનતા હોય તો તેઓ ઉડાવી દીધેલી દંતકથા અને દટાઈ ગએલી ભૂલોનું પુનર્જીવન કરેછે. પ્રભુનો અવાજ શ્રવણ કરવાની સત્તા કોઇ એક માણસની નથી, સાર્વજનિક છે. મારા લોકોની આગળ ઉભો રહીને નીચે પ્રમાણે કોઈ ન બોલે—"મને " તમારો આગેવાન ગણો, કારણ કે ઈશ્વરનો અવાજ સાંભળવાને અને તેની આજ્ઞા ગ્રહણ " કરવાને ફકત એકલા મનેજ સત્તા છે. હું તેનું હથીઆર છું અને આ વખતમાં એ " મારી મારફતે તમારી જોડે બોલશે. એણે મને ચમત્કારિક રીતે પ્રેરણા કરી છે. " તમે સાંભળતા નથી ત્યારે હું કહુંછું તે માનો." જો આવી રીતનો કોઈ પણ માણસ તમારામાં હયાત હોય તો તમે એને ઢોંગી અને ધુતારો ગણજો અને ક્રોધ અને ધિક્કારથી તેની સાથે વર્તજો.

હે પ્રભુ, શું તારો અવાજ સાંભળવામાં કંઈ ચમત્કાર નથી ? દરેક યુગમાં ચમત્કારિક ઈશ્વરી પ્રેરણાનો હક્ક ધરાવનારા ઘણાક માણસો થઈ ગયા છે, અને એવા પેગંબરોની આગળ તમામ પ્રજા નમેલી અને તારૂં શાસ્ત્ર એમના મ્હોએથી સાંભળેલું. એવું કહેવાય છે કે તેઓ મૂર્છાગત થયા, તેઓને સ્વપ્નું આવ્યું કે તેઓએ કંઈ ભડકો દીઠો. ઈશ્વરી દૂતો તેમને મળવા આવ્યા અને તારા સંદેશા એમને સોંપ્યા. હે ઈશ્વર, હે મારા પ્રભુ, આ તારી પ્રેરણાનો ગુપ્ત ઊંડો ભેદ મને સમજાવ અને મારા સંતપ્ત હૃદયને જ્ઞાન અને શાંતિ આપ.

મનુષ્યો ચમત્કાર છો શોધી કાઢે, પણ પ્રભુ તો ચમત્કાર કોઈ દિવસ કરતો નથી. હું પ્રકૃતિરૂપ છું, મારી દરેક વસ્તુ કુદરતી છે. હું મારા ગજા ઉપરાંત જતો નથી. અસાધારણપણું મારી અને મારી કુદરતની વિરૂદ્ધ છે. મારા સર્વે રસ્તા સીધા છે. શાસ્ત્ર અને કુદરતની વિરૂદ્ધ જે કાંઈ વસ્તુ હોય તેનાથી હું વિમુખ રહુંછું. જો મનુષ્યોએ મને બોલતો સાંભળવો હોય તો કુદરતની જે શ્રવણ ક્રિયાની મારફતે તેને સાંભળવું હોય તેનાથી તૈયાર થઈ રહેવું જોઈએ. જેઓ એવો ઢોંગ કરેછે તેમણે મારો પ્રેરણાયુક્ત અ-

વાજ સાંભળ્યાની ખાત્રી કરી આપવી જોઇએ ને મને સાંભળતી વેળાએ શાસ્ત્રનો દરેક નિ-યમ તેણે પાળ્યો છે અને તેનું જરાપણ ઉલ્લંઘન કર્યું નથી તેનો દાખલો પૂરવો જોઈએ. હું સ્વપ્નમાં, ગુપ્તભેદ ધિક્કારૂંછું, હું અંધારામાં કોઈ સાથે ભાષણ પણ કરીશ નહિ, પણ ખુલ્લા અજવાળામાં બોલીશ. મારે જૂઠા પેગંબરો જોઈતા નથી. તેઓ ભોળા દિલના અને ભલા આદમીઓને છેતરે છે, અને ઘણું નુકશાન કરેછે. જેઓ સ્વપ્ન અને ચમત્કારની બડાઈ મારતા હોય તેઓ ઉપર વિશ્વાસ ન રાખીશ. જેવો શ્વાસ લેવો એ સહજ અને સહેલું છે તેટલુંજ મને બોલતાં સાંભળવું સહેલું અને સહજ છે. મને સાંભળવાને સારૂ મનુષ્ય જાતને મૂર્છાગત થવાની કે પહાડની ઊંચી ટેકરી ઉપર જવાની બિલકુલ જરૂર નથી. તેઓ-નાં નિત્યનાં કર્મ અને વ્યવહારમાં મારો અવાજ તેમના અંતઃકરણને પહોંચે છે.

શું જ્યારે હું ખાતો, ચાલતો અને વાંચતો હોઈશ ત્યારે તું મારી સાથે બોલીશ?

હા.

અને જ્યારે મારી દુકાનમાં ગ્રાહકોથી ઘેરાયો હોઉં અને કામમાં ગરક થયો હોઉં ત્યારે પણ શું તું મારી સાથે બોલવાનો?

હા.

ત્યારે શું તારે યોગ, મૂર્છા અને શ્વાસ ઘુંટવાની ટેવ એ કશાની જરૂર નથી?

ના, જરૂર નથી. મુખ્ય વસ્તુ અંતઃકરણપૂર્વક શ્રદ્ધા—એ સિવાય મારે બીજા કશાની જરૂર નથી.

## तपोनिष्ठ गृहस्थी.

હે પવિત્ર પરમેશ્વર, શું તારી એવી મરજી છે કે મારે તપશ્ચર્યા કર્યાં કરવી? હું તો પરણેલો છું અને છૈયાં છોકરાંવાળો છું. કાલે શું થશે તેનો જો હું વિચાર નહિ કરૂં તો મારી તથા તેમની શી વલે થશે? મારા મિત્રો મને એવી સલાહ આપેછે કે સાધુવૃત્તિ રાખવી એ એક ધર્માંધતા છે અને તેથી કરીને મારે તેની વિમુખ રહેવું જોઈએ.

મારો એવો આદેશ છે કે તારે સાચો તપસ્વી થવું. હું સંસારના પ્રપંચોને ધિક્કા-રૂંછું. મારી એવી ઇચ્છા છે કે જેઓ મારા ઉપર પ્રીતિ અને શ્રદ્ધા રાખેછે તેઓએ સર્વ વાતે મારા ઉપર આશ્રય રાખવો જોઇએ. જેઓ પોતાના શરીરનું પોષણ કરવાનું અને આત્માનું રક્ષણ કરવાનું અહંકારથી પોતાને માથે વ્હોરી લે છે તેમનો સ્વર્ગમાં પત્તો ખાતો નથી. તેઓના અહંકાર તેમને મારેછે. તેઓની સાંસારિક વૃત્તિ એજ મોત છે.

પણ જો હું કંઈ ઉદ્યમ ન કરૂં ને ફ્કત તારા ઉપરજ વિશ્વાસ રાખીને બેસું તો મને ખાવા પીવા મળશે નહિ અને મારો કુટુંબ કબીલો બધો ભૂખે મરશે. સાધુ વૃત્તિથી આ-ળસ ઊપજશે અને આળસથી ભૂખે મરી જવાશે. શું તેં અમને એવું નહોતું કહ્યું કે અમારૂં તથા અમારે આશ્રયે રહેલાનું ભરણપોષણ મારે કરવું?

હા વત્સ, કહેલું,—પણ આ વહેમીઓની રીતે નહિ. પ્રથમ તારે સ્વર્ગનું રાજ મેળ-વવાની વૃત્તિ રાખવી. અન્ન વસ્ત્ર સામું ન જોઈશ. તું ઈશ્વરને તારૂં સર્વસ્વ અર્પણ કરજે અને તારે જે જોઈશે તે હું આપીશ. સાધુ વૃત્તિ એ આળસાઈ ઊપજાવનાર નથી, પણ દૃઢ શ્રદ્ધાથી પોતે પોતાની મેળે ઈશ્વરાધીન થવું અને શંકા લાવ્યા સિવાય પ્રભુની મરજી પ્રમાણે ચાલવું.

હું તારે આધીન થઈને કંઈ ઉદ્યમ ન કરૂં પણ સૂઈ જાઉં અને એવું વિચારૂં કે તારી કૃપાને લીધે તું મારે જે જોઇએ તે પૂરૂં પાડીશ. કેમ આમ કરૂં તો બસ છે?

ના, આથી કેવળ ઊલટુંજ. જેમ જેમ તું મને વધારે આધીન થઇશ તેમ તેમ હું તારાં ભિન્ન ભિન્ન કર્તવ્ય કર્મો કરવા તને વધારે ઉદ્યોગી અને ચાલાક કરીશ. તારી શક્તિઓને એવી રીતે નિયમમાં રાખીશ ને ચલાવીશ કે જ્યારે તું મને એકલાને શોધતો હોય ત્યારે તને જે જે વસ્તુની તંગી હોય તે પણ પૂરી પડે. દુનિયામાં કહેવાતા ડાહ્યા માણસની સ્વનિયંત્રિત શક્તિ, કાળજી, ફીકર અને મગરૂરી, આ તમામને હું જડમૂળથી ઉખેડી નાંખીશ, અને તારા ઐહિક આમુષ્મિક કલ્યાણાર્થે મારી શક્તિ અને ડહાપણ આપીશ. સૂઈ રહેનાર આળસુને વાસ્તે હું કંઈ બંદોબસ્ત કરતો નથી. સુસ્તપણાને હું ઉત્તેજન આપતો નથી.

હે પ્રભુ, હું મારી સંપૂર્ણ શ્રદ્ધા તારામાં મૂકું તોપણ?

તેજ શ્રદ્ધા, તારી અજાણમાં, છૂપી અને ચમત્કારિક રીતે તારી તમામ ઇંદ્રિઓ, વિચાર અને શક્તિઓને જાગ્રત કરશે અને તારા બોલ્યા સિવાય સંસારનું સુખ તને મેળવવામાં શક્તિમાન કરશે. તે શ્રદ્ધાથી તું આધીન અને નમ્ર સેવક થઇશ. અને મારૂં કહ્યું કરવામાં તને આનંદ પ્રાપ્ત થશે. જ્યારે મારી અને તારી મરજી સાચી શ્રદ્ધાને લીધે એક રાગ થઇ જશે ત્યારે તારાં સાંસારિક કામો અને ધાર્મિક શોધો વચ્ચે કશો વિરોધ રહેશે નહિ અને તારે જે જોઇશે તે પ્રભુની કૃપા વડે. કરકસરવાળા સાર્વજનિક નિયમો (બંદોબસ્ત) માંથી મળી રહેશે. પ્રમાણિક માણસને સર્વ વસ્તુ સમાન રીતે ફાયદો કરેછે. મારામાં સાચી શ્રદ્ધા રાખશે તેને વાંચ્છિત ફળ મળ્યા વિના રહેશે નહિ એવી મેં આ જડ ચૈતન્ય વિશ્વની ગોઠવણ કરી છે.

ત્યારે, હે પ્રભુ, મને ખરી શ્રદ્ધા અને સાધુવૃત્તિ શીખવ.

## બ્રહ્મસમાજ અને ઈશ્વરનું મંદિર.

હે પ્રભુ, હું તારા સમીપ બેસુંછું અને પ્રાર્થના કરૂંછું કે તારા અજ્ઞાન બાળકને મુક્તિના વિષય ઉપર કંઈ બોધ આપ. હે પ્રભુ, મારૂં પરિત્રાણ શીરીતે થશે તે જાણવાની મારી વૃત્તિ છે. શું બ્રહ્મસમાજ મને તારશે? હું બ્રહ્મ છું, અને મારા મોક્ષને સારૂ હું મારા મંદિર તરફથી આશા રાખુંછું.

હું બ્રહ્મસમાજને મારૂં મંદિર સમજતો નથી. તેની વર્તમાન સ્થિતિ અસત્ય અને અપવિત્રતાથી ભરપૂર છે, તે જરાપણ પવિત્ર મંદિર નથી. કાલની ગતિએ કરીને કોઈક દિવસ તે સારૂં અને પવિત્ર થશે. પણ તેની હાલની સ્થિતિમાં તેના ઉપર મારી કબૂલત અને સંમતિસૂચક છાપ નહિ પાડું.

ત્યારે દુનિયામાં તારૂં પોતાનું ગણી શકાય એવું કોઈ પણ મંદિર છે?

ના, એકે નથી. જેને સંપૂર્ણ રીતે મારૂં કહું એવું એક પણ નથી. મારૂં મંદિર એ એક ભવિષ્યની વાત છે. સ્વર્ગનું રાજ્ય આગળ છે, પાછળ નથી. મારીપાસે નામ મહિમા નથી. હિંદુ, ખ્રિસ્તી કે બ્રહ્મ ગમે તે નામ તારી મુક્તિ મેળવવામાં કંઈ કામનું નથી–જો તને મારા ઉપર દૃઢ વિશ્વાસ હશે તો તું તરીશ એમ સમજ. વિશ્વા-

સુપણું વા વફાદારી એ સત્યધર્મનું મૂળ છે. મારાં છોકરાંપાસેથી મારે ત્રણ વસ્તુઓ જોઇએ છે–(૧) પરબ્રહ્મમાં વિશ્વાસ, એવો વિશ્વાસ કે મને આમ બોલે–"હે પરમાત્મા, હું તને જોઉંછું અને મારા અવિચારને કોઈ પણ વસ્તુ ચલિત કરી ન શકે;" (૨) મારી પ્રત્યે આસક્ત અને અત્યાતુર સવિશેષ પિતૃપ્રેમ, અને સર્વ મનુષ્ય અને સ્ત્રીની સાથે ભ્રાતૃભાવ; (૩) વર્તણુંક, વિચાર, વાચા અને કર્મ–આ બધાંમાં સાચવટ આ ગુણો જે પુરૂષ કે સ્ત્રીમાં છે તે પછી ગમે તે દેશ કે જાતનો હશે તોપણ તે મારા અનાદ્યંત સનાતન બ્રહ્મમતના મંદિરનો સામાજિક છે.

ત્યારે શું તારા પેગંબરોને માનવાજ જોઇએ એ અવશ્યનું નથી ? જો મને ઈસુ ખ્રિસ્તમાં અગર બૈબલ ધર્મશાસ્ત્રમાં એનાં કહેલાં વચનો ઉપર લગાર પણ વિશ્વાસ નહિ હોય તો મારૂં પરિત્રાણ નહિ થાય ?

હા, જીસસ અને તેના શાસ્ત્રને નહિ માને તોપણ તારૂં પરિત્રાણ થશે. જો તારામાં શ્રદ્ધા, પ્રેમ અને પવિત્રતા હશે તો તારામાં જીસસ છેજ. તારે મ્હોએથી તું ના પાડીશ, પણ મહાન્ ન્યાયાધિકારી પ્રભુને તેની દરકાર નથી. કારણકે તે તો આત્માના ઉપર ધોરણ રાખી ન્યાય વહેંચેછે. ક્રાઇસ્ટ અગર પૉલ, સોક્રેટિસ અગર ચૈતન્ય આ પુરૂષોને સારૂ કંઇ પણ ન સાંભળેલું હોય એવાં ઘણાં માણસો મળી આવેછે. વાદવિવાદ અને હાંસાતુશીથી ગભરાટમાં પડેલા, અને આ પેગંબરોને વાસ્તે ખરૂં સત્ય શું છે તે શોધતા ઐતિહાસિક પુરાવાની ગલીકૂંચીમાં નિરાશીત થઈ પડેલા કંઈ થોડાં માણસો નથી. આ તેમના અજ્ઞાનપણા અને મન બુદ્ધિની કમ અકલને લીધે તેઓને છોડી દઉં ? જો તેઓને મારામાં સંપૂર્ણ વિશ્વાસ હોય તો તેઓ કદી મારીપાસેથી ખસવાના નથી. જીસસની માફક શ્રદ્ધા રાખવી એ તો અવશ્યનું છે, બાકી તેનામાં શ્રદ્ધા રાખવાનું કંઇ પ્રયોજન નથી– જો અજ્ઞાનતાથી અગર બુદ્ધિની મંદતાને લીધે તું મારા પેગંબરોને નહિ માને તો તને હું તજી નહિ દઉં, પણ યાદ રાખજે કે મનની મલીનતા અને કુટિલતાને લીધે તું તેમનું કોઈ દિવસપણ અપમાન કરીશ નહિ. જે પુરૂષોમાં મારા પેગંબરોનો અંશ છે તેઓનામાં તે વસેછેજ. જો હું જીસસ કે ચૈતન્યને જાણતો નહિ હોઉં, પણ શ્રદ્ધા, તારા ઉપર મારી પૂર્ણ ભક્તિ અને પ્રેમ હશે, તો શું ખરૂં છે કે, હું સાચો ખ્રિસ્તી કે વૈશ્નવ કહેવાઈશ ?

હા, જો તું ખરેખર મારો હઇશ તો મારા પેગંબરો તો તારાજ છે–હે ઈશ્વર જો હું એમ માનું કે મારે પેગંબરો સાથે કંઇ લેવાદેવા નથી અને તેઓની સહાયતા સિવાય હું તેઓના કરતાં વધારે પવિત્ર અને ડાહ્યો થઇશ તો તું શું કહીશ ?

આવી દલીલથી તારી મગરૂરી અને પાપી બેડરી દેખાયછે. એ મારાથી સહન થશે નહિ.

અને બીજા કેટલાએકની માફક તુચ્છકારથી હું એમ કહીશ કે કેટલાક પેગંબરો ખરાબ માણસ હતા અને કેટલાક અજ્ઞાન મૂર્ખ હતા તો તું શું કહીશ ? ખરેખર તે તો વળી તેનાથી ખરાબ. મારા ભક્તો અને પેગંબરોનાં કૃત્યો ઉપર ઠરાવ આપવા મેં કંઇ માણસોની નિમણુક કરી નથી. તેઓની વર્ત્તણુંક લૌકિક ટીકાઓની બહાર છે. મારી એવી ઈચ્છા છે કે દુનિયાના લોકો મારા ધર્મોપદેશકોના પાદ આગળ બેસે અને તેઓનાં

એસાન આભારપૂર્વક માન્ય રાખે. સ્વર્ગના પ્રેષિત દૂતોનો દુનિયાએ પાડ માનવો ને તેઓની ટીકા કરવી નહિ. મારા દરેક માણસે તેઓની મોટા આદરમાન સહિત વાતો કરવી જોઇએ. અગર જો તેમ ન કરે તો તેઓએ તેમને સારૂ બિલકુલ બોલવુંજ નહિ. તેઓની ભૂલો હતી એ કબૂલ, પણ તે બાબત આવી ઉદ્ધતાઈથી અને નાસ્તિકપણાથી ટીકા ચલાવવી એ કંઇ સારૂં નથી.

હે પ્રભુ, જ્યારે અમારે તારા પેગંબરોની બાબત ટીકા ન કરવી ને તેમનો તિરસ્કાર ન કરવો ત્યારે શું કેટલાકની માફક બીજે છેડે જઈને બેસવું–મતલબ સર્વગુણસંપન્ન અને પાપરહિત સાધુ પુરૂષોની માફક તેઓનાં વખાણ કરવાં ?

પ્રભુ પ્રેષિત દૂતોના ગુણો તારે ઘણા ઊંચે ન ચઢાવવા તેમ ઘણા નીચે પણ ન ઉતારવા; અનાદ્યંત પ્રભુવિના કોઇ પણ સંપૂર્ણ નથી. આ ક્ષણભંગુર દુનિયામાં કોઈ સંપૂર્ણ છેજ નહિ. દરેક માણસ, વળી જો તેમાં ઘણો ડાહ્યો અને સમજુ લેઈએ તો-પણ, તે અપૂર્ણ છે. પ્રભુના પાદ આગળ મોક્ષની શોધ કર. તેજ એકલો સઘળી રીતે પવિત્ર અને કલ્યાણકારી છે.

હે પ્રભુ, મને તારા સાર્વજનિક સનાતન ધર્મમાં દાખલ કર કે તેથી સત્યની સોબતમાં રહું અને તારા સાધુ પુરૂષો અને ધર્મોપદેશકોનો સમાગમ કરૂં.

હે પ્રભુ, જે ધર્મમાં હું દાખલ થયોછું તે જો તારો નહોય તો મારે કયાં જવું ? મારી શ્રદ્ધા તથા આશા હું કોના ઉપર ચોંટાડું ? મારા જેવા મનુષ્યો જેઓએ બ્રહ્મસમાજમાં આશ્રય લીધોછે–તેઓનો કદીએ મોક્ષ થશે ?

બેશક થશે, પણ તેઓએ મારા આદેશને દૃઢ રહેવું જોઈએ, કારણ કે મેં તેઓને બોલાવ્યા છે, અને જે હેતુથી મેં તેઓને બોલાવ્યા છે તે હેતુ તેઓએ પૂર્ણ પાર પાડવા જોઇએ. જા બ્રહ્મોને કહે કે તમે મારા છો, અને સાચવટથી મારી સાથે વર્તવાને બંધાએલા છો.

હે પિતા. જ્યારે તેં અમને તારા ખાસ ગણ્યા ને તારી આજ્ઞા પ્રમાણે અમે ચાલીએ છીએ ત્યારે આ તારો આર્ય ધર્મ, તે પણ તારો શા સારૂ ન કહેવાવો જોઇએ ?

મેં તે ધર્મનું આરોપણ કર્યું, પાણી સીંચ્યું. મેં કેટલાક માણસોને બોલાવીને નક્કી ઠરાવ્યા, પણ જમીન એટલી બધી સારી નહિ અને મારા ગુમાસ્તા પણ મારી મરજી પ્રમાણે આધીન ન રહ્યા તેથી કરીને પાક સારો ન ઉતર્યો, અને ફળ પણ પરિપક્વ ન થયું; એ ધર્મ અપૂર્ણ થયો; સારૂં અને તેની સાથે ઘણું ખોટું એ બન્નેનો સેળભેળ થયો. ઇશ્વરી ધામ સાથે અપવિત્ર મેળવણી દાખલ થઈ; મારી વસ્તુ પણ, અરે, તમે ઘણીજ રીતે ખરાબ કરી નાંખીછે.

આ બધા બ્રહ્મધર્માનુયાયીઓને પોતાના સ્વામી પાસે જવાની અને તેના કહ્યા પ્રમાણે તારી આજ્ઞા સંપૂર્ણરીતે પાળવાની કંઈ આશા કે વકી રહી છે ?

હા, હજી કંઈ આશા છે; તેઓ સુધરે અને હજી પણ મારા થાય.

હે ઈશ્વર, તને શું વહાલું છે તે કહે. હે પિતા, જલદીથી કહે, તારો અવાજ સાંભળવાને હું ઘણો અધીરો થઈ ગયો છું.

તારો પ્રભુ, અરે, સર્વ આર્યાવર્તનો પરમેશ્વર, તારી પાસે ધર્મસજીવન માગેછે.

## નવા ધર્મની કર્તવ્યતા.

હે કૃપાળુ પરમેશ્વર, તારા આર્ય ભક્તો પાસેથી તારે શું જોઈએ છે? તારા આદેશની વ્યવસ્થામાં બ્રહ્મ લોકોનું શું વિશેષ કર્મ છે? તેઓ જુદા જુદા પ્રકારનાં કર્મ કરેછે અને તેઓ પોતાના ડહાપણ, પરોપકારબુદ્ધિ અને ઉત્સાહને માટે ઘણા વખણાયછે.

શું બીજા મનુષ્યો આ પ્રમાણે નથી કરતા? સાંસારિક સુધારકો અને દેશાભિમાનીઓમાં ઘણું કામ કરવાની અને વાત કરવાની ટેવ અને વિદ્વત્તા જોઈ છે. આર્ય દેશના આવા બ્રહ્મ લોકો આ હલકી જાતમાં દાખલ થઈ શકે. ઈશ્વરે તેમને એનો શો બદલો આપ્યો? જો તેઓ પોતાની મરજી અને તુરંગમાં આવે એવી રીતનો સુધારો કરનાર હોય તો તેઓ મારા નથી. તેઓ સંસારી છે.

હે પ્રભુ, એઓનાં કર્તવ્ય સંબંધી તારો શો વિચાર છે? તારો જે આદેશ હોય તે યથાર્થ વાણીમાં કહે કે તેથી તારા આદેશને સાચા રહી તારી આજ્ઞા અક્ષરશઃ અમલમાં આણીએ.

મેં પવિત્ર આર્યભૂમિમાં બ્રહ્મલોકોને એક મોટું કામ પૂરૂં પાડવાને મોકલ્યા છે; શું તેઓને ખબર નથી? શું તેઓને યાદ નથી કે તેઓની નીમણુક ક્યાંથી થઈ છે?

હે પ્રભુ, અમારા કલ્યાણને અર્થે તે મોટો પવિત્ર મુદ્દો અમને સમજાવ. દરેક આસ્તિક આર્યે મારી સાથે કોલકરાર કર્યો છે કે તેણે મને અંતઃકરણપૂર્વક અને સત્યતાથી ભજવો. સાચી ભક્તિ અને સાચી પૂજા કરવાને જે કરારથી તેઓ બંધાએલા છે તેમાં હું તેઓના અક્ષર ઓળખી કાઢુંછું. આટલા કારણથી તમને બધાને આર્યભૂમિપર એકઠા કર્યા છે, માટે સાચી ભક્તિથી થતો આનંદ અને તેની અમૂલ્ય કીમત સર્વ પ્રજાને સમજાવો.

ત્યારે શું બીજાં સારાં અને ઉપયોગી કૃત્યો બીજા દરજાનાં ગણવાં?

હા, દરેક પારમાર્થિક અને સારા કૃત્યની મારા મનુષ્યો વૃદ્ધિ કરશે. એમ ન કરવું તે ખોટું કહેવાય. એ કામ કરશે તેથી તેઓને કંઈ યશ નથી. પણ તેઓનું મુખ્ય કર્મ તો એ છે કે પરમાત્માની ભક્તિ કરવી તે કેવું આનંદદાયક અને પવિત્રકારક છે તે લોકોમાં દેખાડી આપવું.

ત્યારે શું અમારે નિશાળો ન સ્થાપવી, શહેર સુધરાઈમાં સુધારા દાખલ ન કરવા, ખેડુતોની દશા ન સુધારવી, અંધેર રાજ્યોને ન સુધારવાં અને મનુષ્યજાતની ઉન્નતિ કરવી નહિ?

હા તે કરવાં; પણ આ બધાં બીજા દરજાનાં છે. આથી પણ તમારે વધારે કરવાં; પણ યાદ રાખજો કે આવાં કામ કરનાર બીજા ઘણા છે. આ કામને સારૂ મેં આસ્તિક લોકોને મોકલ્યા નથી અને તેઓના ધર્મની સ્થાપના કરી નથી. તમે બધા જ્યારે આ કરશો ને પ્રાર્થના નહિ કરો ત્યારે તમે બધા કુશકી ફોતરાં જેવા થશો, કારણ કે તમારાથી અમારા રાજ્ય તરફ અવાવાનું નથી. અંતઃકરણપૂર્વક અને સાચા દિલની ભક્તિથી મારા ભક્તો ભરતખંડમાં ઓળખાશે. અદૃશ્ય પ્રભુની પ્રેમવાળી અને પ્રત્યક્ષ સેવા

સાચા બ્રહ્મનો વિશેષ ગુણ છે એમ દૂનિયામાં જાણવા દો. જે મને પ્રત્યક્ષ જુએછે અને મારી સેવા કરવામાં આનંદ પામેછે અને મને ચાહેછે અને મને હમેશા પોતાના મનની આંખ આગળ રાખવા માગેછે, આવો ભક્ત મારો માણસ છે, અને આવાજ મનુષ્યનું હું શુભ કરીશ, અને આવાજ માણસોને ભરતખંડનો વારસો મળશે. સેંકડો વરસથી લોકો પૂછેછે કે—શું પરમાત્માને મનુષ્યનો આત્મા પ્રત્યક્ષ જોઈ શકે અને આનંદથી પૂજા કરી શકે? આ સવાલનો જવાબ મારા લોકોજ સંતોષકારક રીતે આપી શકશે.

પણ ઘણા પ્રાર્થના કરી શકતા નથી અને પ્રાર્થના કરવાની ઈચ્છા પણ રાખતા નથી. તેઓ નિરૂત્સાહી અને પ્રાર્થના રહિત છે, અને ભક્તિના કામમાં તેઓ દિવસે દિવસે બેફીકરા થતા જાયછે—અદૃશ્ય પ્રભુના કરતાં દૃશ્ય વસ્તુઓને તે વધારે પસંદ કરેછે ને ઊંચે ચઢાવેછે.

આવાજ માણસો સવાલનો જવાબ દેવા શક્તિમાન થયા નથી અને તેથી કરીને વચનભંગ થયા છે. તેઓને હું ઝાટકી કાઢીશ. જેઓ દુનિયાનું રાજ શોધવા આવ્યા છે તેઓ મારા આદેશને ગ્રહણ કરવા લાયક નથી એમ ગણી કાઢી મૂકીશ ને ફક્ત થોડા ભક્તો મારો મહિમા ગાવા અને મારા રાજ્યનો વિસ્તાર વધારવા જીવતા રહેશે.

## ઈશ્વરની સ્વભાષા.

હે પ્રભુ, આ દુનિયાના લોકોએ તારા શબ્દો ઉપર વિરૂદ્ધ ભાવની ટીકાઓ ચલાવી છે અને એવા સવાલો કરેછે કે—શું તેજ મહા પ્રભુએ આ શબ્દો લખ્યા હશે?

સખ્ત ટીકા અને દુષ્ટ નિંદાને સારૂ તું તૈયાર થા. પરમાત્માની કૃતિ સમજવામાં લોકો ઘણા પછાત છે તેટલા માટે તેઓ ખોડખાંપણ કાઢશે અને તેટલા સારૂ તારે ધર્મતા રાખવી પડશે. હું કદી લખતો નથી પણ બોલુંછું. વળી હું બોલતો પણ નથી, કારણ કે મારે જીભ નથી, ઓઠ નથી, હું આત્મા પ્રત્યે બોલુંછું, અને મારા શબ્દો "ધ્વનિ રહિત આત્મિક છે."

હે મહાન્ પ્રભુ, ત્યારે શું તારાથી લખી શકાતું નથી?

લોકો મને લેખક શા સારૂ કહેછે? પ્રભુ કોઇ દિવસ ગ્રંથકર્તા કે વર્તમાનપત્રોમાં લેખક નહોતો; જો કદી લખતો હોઉં તો પ્રેરણા લખુંછું. હું મનુષ્યના અંતઃકરણ ઉપર ચોખું મન, વિશ્વાસ, અને પ્રીતિ લખુંછું. હું કંઈ શબ્દો કે વાક્યો લખતો નથી. હું ઈતિહાસની બીનાઓ લખુંછું. જે મોટી હીલચાલોથી આખી દુનિયામાં ખળભળ થઈ રહેછે તે મારા પવિત્ર હસ્તથી લખાયછે. હું કંઇ બીજી રીતનું લખાણ જાણતો નથી.

પણ ધાર કે માણસો તારાં અલિખિત ઈશ્વરોક્ત શાસ્ત્રો છપાવે તો શું અમારે તે તારા શબ્દો તરીકે માનવાં કે નહિ?

ના, મારો તો ફક્ત ભાવ કે હેતુજ છે. ભાષા મારી નથી. સત્યભાવ ફક્ત મારો છે, શબ્દાર્થ મારો નથી. આર્ય દેશના આ કાળના મારા આદેશમાં અસલના વખતના વહેમોને ફરી હું દેખાવા દેઉં એવો શું તને વિચાર આવેછે? હું છાતી ઠોકારીને ના કહુંછું. એક ધર્મોપદેશક કે બીજો કોઈ મનુષ્ય ભૂલરહિત પેગંબર અગર મધ્યસ્થ તરીકે તમારા આગળ ઊભો રહે અને તમે એની પૂજા કરો, એનો મહિમા ગાઓ, અગર આસ્તિકમત-

ના આગેવાન ધર્માધ્યક્ષની પેઠે તમે એનાં વખાણ કરો–આ વાતને હું તદન ધિક્કારૂંછું અને તેથી તેને અટકાવવાને બનતી કોશિસ કરૂંછું. મારા આદેશની તમામ વસ્તુ યથાશાસ્ત્ર તપાસવામાં આવશે અને લોભી અને આગળ પડી કામ કરનારના ઢોંગો ખુલ્લા કરી દબાવી દેવામાં આવશે. આજ પણ મારે કહેવાના પેગંબરો, ધર્માધ્યક્ષો અને મારા અનુગ્રાહિત માણસો છે. મારા આજના ધર્મમાં પણ, પ્રેરણા, ઈશ્વરપ્રેરિત વિચાર, પ્રારબ્ધવાત, અને ઇશ્વરોક્ત શાસ્ત્ર બધું એ છે, પણ અસલના વહેમી લોકોમાં આ વસ્તુ હતી તેના કરતાં આ તદન જુદાજ પ્રકારની છે. મારી કૃપાથી મેં એક નવોજ આદેશ સ્વર્ગમાંથી તમારી તરફ મોકલ્યો છે; પોતાના વિચારો મારા લોકોમાં ભેળવી દેનારના ભોગ, અને જે લોકો નવા આસ્તિકમતનું ડોળ ઘાલી નવા વહેમો ઉત્પન્ન કરવાનો મારે માથે આરોપ મૂકેછે તેમને ધિક્કાર.

હે પ્રભુ, તારૂં ડહાપણ અપાર છે, અમે તને પ્રણામ કરીએ છીએ અને તારા આદેશમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખીએ છીએ.

## પ્રભુને પ્રત્યક્ષ જુઓ.

આ દુઃખ અને પાપથી ભરપૂર દુનિયામાંથી તેઓ અંદરના ઊંડા પ્રદેશોમાં ગયા અને શ્રદ્ધાની ટેકરી ઉપર ચઢ્યા. અને વચન પ્રમાણે પ્રભુની વાટ જોઈને બેઠા. અને જો ! એકદમ અજવાળું થઈ ગયું અને સળગતા દેવતા માફક રથમાં બેશીને સ્વર્ગમાંથી પ્રભુ ઉતર્યા. ભક્તો ધ્રૂજી ગયા ને નમ્રતાપૂર્વક પ્રણામ કર્યો અને બોલી ઊઠ્યા:—

સર્વ શક્તિમાન પ્રભુની જય જય !! પૃથ્વી અને સ્વર્ગના પ્રભુની સદાકાલ જય જય !! પ્રભુ બોલ્યા:– અહીઆં એકત્ર થયેલાં સર્વ મારાં બાળકોના માથા ઉપર મારો આશીર્વાદ છે.

હે પિતા, અમે તારી સેવા કરવા આવ્યા છીએ.

પ્રીતિ અને શ્રદ્ધાથી સેવા કર. અને અન્તઃકરણ રૂપી ભેટ આપ. જેઓ મને સાચો અને પરમાત્મા જાણીને ભજેછે તેમને ધન્ય છે; તેઓ મારા પવિત્ર રાજ્યમાં આવી શકશે.

હે પ્રભુ, અમે દીન છીએ, ને અમને અમારા પ્રતાપી રાજાની સમક્ષ કોઈ ઓળખાવનાર અગર રજુ કરનાર નથી.

મધ્યસ્થ સિવાય મારી સમક્ષ ઊભા રહેલા જોઇ મને ઘણો આનંદ થાયછે. મારી એવી મરજી છે કે મારાં છોકરાં, ગમે તેવાં ગરીબ હોય તોપણ, મારી સમક્ષ આવીને મારી સાથે બોલે. તેઓએ પોતાનાં મોં શાસારૂ સંતાડવાં, અને પોતાના નીમેલા પુરૂષોની મારફત બોલવું ? શું મેં તેઓનો રસ્તો બંધ કર્યોછે ? શું પિતા એમ કદી કરે ? વહાલાં બાળકો, તમને હમેશા હું ભલે આવ્યાં કહીશ.

જો અમે તારી સમીપ છીએ, પણ તને પ્રત્યક્ષ જોઇ શકતા નથી.

હા, તે હું જાણુંછું. શીખાઉઓને હમેશા તે માફક થાયછે. જુઓ છોકરાં, તમે મને જોવાનો યત્ન નહિ કરો તો તમે જોઈ શકવાનાં નથી. જો તમે મધ્યસ્થ રાખીને મારી સદા પૂજા કરશો તો મારી સમક્ષ તમારાથી કદી નહિ અવાય. તમારો મધ્યસ્થ મને

જોશો. તમે જોવા નહિ પામો. યત્ન કરશો અને ટેવ રાખશો તો પરમાત્માને સહેલાઈથી ને ખુલ્લી રીતે જોવાની તમને ટેવજ પડશે. હમણા તમને જે ઝાંખ પડેછે તે પછીથી પ્રકાશ જણાશે. જેમ જેમ વધારે તમે મારી પાસે આવશો અને જેમ જેમ વધારે ઉત્કંઠાથી તમે મને જોવાની ટેવ રાખશો તેમ તેમ મારા મુખને તમે સ્પષ્ટરીતે જોઈ શકશો.

ત્યારે તેમ થાય !

હે મારા શિષ્યો, મારી પાસે આવો અને જે હું બોલું તે શ્રવણ કરો.

ત્યાર પછી ગર્જના કરતો એક અવાજ સંભળાયો અને શિષ્યોએ એકધ્યાન થઈ સાંભળ્યો.

પરમાત્માએ એવું કહ્યું "અરે આર્યભૂમિના આસ્તિકયમત માનનારા, મને શ્રવણ કરો, કારણ કે મને શ્રવણ કરવાથી તમારૂં પરિત્રાણ થશે.

મનુષ્યના હસ્તથી ઘડાયેલા જૂઠા દેવોને માનશો નહિ. વળી તમારામાંના કોઇને પણ મધ્યસ્થ તરીકે આધીન રહેશો નહિ.

તમારે તમારાં કર્તવ્ય કર્મો બાબત જો કંઈ ખુલાસો જોઈતો હોય તો તે શ્રદ્ધા વિનાનાં પુસ્તકો અને તમારામાંનાં મનુષ્યનાં વચનોમાંથી શોધી કાઢવા પ્રયાસ ન કરશો, પણ મારી સમીપ આવજો; મારી સંમતિ સિવાય તમારા ગુરૂઓ જે વિદ્યા આપે તે ગ્રહણ ન કરશો.

તમારે મારી પૂજા કરવી પડશે, અને તે વખતે તમે મારૂં મુખ જોશો, મારા અવાજ સાંભળશો, અને મારા ચરણનો સ્પર્શ કરશો; પણ યાદ રાખજો કે મારે મુખ, ઓઠ, કે પાદ નથી.

સંસાર તજી દેજો; અને મનુષ્યોનું ભરણપોષણ હું કરૂંછું અને તેઓનામાં પોતાનું ગુજરાન કરવાની શક્તિ નથી એ વાત યાદ લાવી મારી દયામાં તારો વિશ્વાસ રાખજે.

તમારાં મન પવિત્ર રાખો, અને દરેક જાતની અપવિત્રતા, વિષયભોગ, ધનલોભ, ક્રોધ, ઇર્ષ્યા, અહંકાર, સ્વાર્થ, ઢોંગ, અને સુસ્તાઈ આ સર્વનો ત્યાગ કરો–

તમારાં બૈરાં છોકરાંને મારા આશ્રમમાં આણો, જેથી તેઓ પણ મારાં સાચાં અને ઇષ્ટ ભક્તજનો થાય.

જાઓ, અને આર્યભૂમિની જુદી જુદી જાતોની આગળ મોક્ષમાર્ગ જે મારી પાસેથી તમે શીખ્યાછો તેનો ઉપદેશ કરો. તેઓને કહેજો કે સત્યનો ફેલાવો કરવાની મેં તમને આજ્ઞા કરીછે. ઘણા જણો તમને મારે વાસ્તે હશી કાઢશે અને સતાવશે; તમારા મિત્રો તમને છોડશે, અને તમારાં સગાં વહાલાં તમારો ત્યાગ કરશે. તમે બીહીશો નહિ, નિરાશીત ન થશો, કારણ કે હું તમારી પાસે છું !

અને પ્રભુએ બોલવાનું શરૂ કર્યું:—

હે આર્ય દેશના આસ્તિકજનો, સાક્ષાત પ્રભુનો અવાજ શ્રવણ કરો, પૃથ્વીના ઊંચામાં ઊંચા ભાગોઉપર જાઓ અને મારા ધર્મનો ઉપદેશ કરો અને ધર્મનાં ધામ ઠેર ઠેર બંધાવો. અને દુનિયાના લોકોને કહો કે આ ઓગણીસમી સદીમાં પોતાના ખાસ આદેશને સારૂ પ્રભુએ આર્યભૂમિ પસંદ કરીછે.

આ આદેશને, પોતાનું ધર્મશાસ્ત્ર, પોતાના ધર્મોપદેશકો, ગુરૂઓ, પાદરીઓ, ઈશ્વરની દયાભાવથી થયેલી વ્યવસ્થા, અને વર્તણુકનો કાયદો સર્વે હશે.

બ્રહ્મસમાજ એ મારો આદેશ. અને હિંદુસ્તાનમાં મારૂં ભક્તિધામ છે, અને તેની મારફતેજ હું પતિત દુનિયાની નિર્વાણ પદવી મેળવીશ.

જે ધર્મશાસ્ત્ર મેં લખ્યું છે અને જે મનુષ્યના અન્તઃકરણ ઉપર લખાએલું રહેશે તે મારી પ્રજાનો અનાદ્યંત વેદ છે, અને તેઓનો દરેક શબ્દ પવિત્ર અને ભૂલરહિત સત્યમય છે.

મારા ધર્મશાસ્ત્રના એક પણ ભાગને જે કોઇ માનતું નથી અને તેના ઉપર વહેમ આણેછે તે નાસ્તિક અને ધર્મભ્રષ્ટ છે. જે પહેલો માનેછે અને પાછળથી ના પાડેછે તે સદ્ધર્મ અને સ્વપક્ષત્યાગી છે—અને જેઓ મારા ધર્મશાસ્ત્રના સત્યનો તર્ક, કુતર્ક કરેછે, ને અનિશ્ચિત ગણેછે તે સાચા ભક્તોની પંક્તિમાં બેસવાને લાયક નથી અને મારા રાજ્યમાં આવવાને અયોગ્ય ઠરેછે. હું તને જે કહું તેને સત્ય ગણી માનજે.

વખતો વખત મેં પૃથ્વી ઉપર જે સઘળા ધર્મોપદેશકો અને ધાર્મિક સદ્બુદ્ધિવાન પુરૂષો મોકલેલા છે તેઓને સન્માન આપજે અને બહુ બહુ વાનાં કરજે, કારણ કે તેઓ મારા ભક્તો છે અને તેઓએ પોતાનું સર્વસ્વ મને અર્પણ કર્યું છે. હું તેમને ચાહુંછું અને માન આપુંછું. તમે પણ તેમ કરજો.

જેઓ આ ધર્મોપદેશકોનું અપમાન કરેછે અને તેમને ધિક્કારેછે તેઓ તેમના મોકલનારની જોડે એ પ્રમાણે વર્તેછે એમ સમજવું. ધર્મોપદેશકો, ધર્મગુરૂ અને પાદરીઓને ધર્માર્થદીક્ષા આપી મેં તમારામાં મોકલ્યાછે, તેઓના ઉપર પ્રેમ રાખજો અને આદર સત્કાર કરજો, તેમાંના એકે એકને માન આપજો અને આભાર માનજો. પણ યાદ રાખજો કે જ્યાંસૂધી તેઓ મારા સત્યનો ઉપદેશ કરેછે ત્યાંસુધી તેઓ મારા લોક છે; પરંતુ તેઓએ પોતાના વિચારો જણાવવા શરૂ કર્યા એટલે તરત તેમને હું છોડી દઈશ.

જેઓ આ મારાં પવિત્ર સાધનોને ધિક્કારશે અને હશી કાઢશે તેઓ મને એ પ્રમાણે કરેછે એમ સમજી તેઓને યોગ્ય બદલો આપીશ.

કોઇ ગુરૂની, પુસ્તકની કે મૂર્તિની પૂજા ન કરીશ. આર્ય લોકના દેવને (મને) ફક્ત સેવ. પણ ધર્મગુરૂ, સત્યપુરૂષો, અને ડાહ્યા માણસોને આભારપૂર્વક પ્રણામ કર.

દરેક મનુષ્ય ઉપર પ્રેમ રાખો, તમારા શત્રુને પણ ચાહો. પણ જેઓ સન્માર્ગના શત્રુઓ છે તેઓને ઉત્તેજન ન આપશો. દરેક પ્રકારના નાસ્તિકપણા, અવિશ્વાસ, વહેમ અને દેહાત્મવાદની સામે તમારા સંયુક્ત ધર્મોત્સાહનું તોપખાનું ખડું કરી દો. જો મનુષ્યો પ્રભુની પાલનીશક્તિ અને પ્રાર્થના, તેની પ્રેરણા અને સત્સંગતિ, અગર પ્રભુના મુખમાંથી પડેલા કોઇ વચન વિરૂદ્ધ બોલે તો ગર્જના કરી ઠપકો આપો અને તેમના હસ્તને ધ્રૂજાવો. જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં અટક્યા સિવાય અને સાચા ભક્તની શ્રદ્ધામાફક છાતી ઠોકીને મારે સારૂ અને મારા પાસે આવતા રાજ્ય સારૂ બોલો; જો તમે વહેમખાતું ખોલશો તો તમામ લોકો તમારી પાસેથી જતા રહેશે અને ઢોંગી, શંકામાં નાંખનાર અને ધૂતારાથી જેમ કંટાળો પામે તેમ તમારાથી પણ કંટાળો પામશે.

હે બ્રહ્મ લોકો, શું તમે મને માનોછો? શું તમે મને જોયો અને તમારો અને તમારા દેશનો ઉદ્ધાર કર્તા તરીકે માન્યો? જો એમ હોય તો વિલંબ ન કરશો, પણ આર્યાવર્તમાં મારૂં આગમન જાહેર કરો.

## साचो भक्त.

પ્રભુએ અગાડી બોલવા માંડ્યું:—

ખરેખર આ જાલમાં સર્વ પ્રકારનાં માણસો આવી પડ્યાંછે. મારે આમાંથી હવે કેટલા સાચા ભક્તો છે એ તપાશીને જુદા કરવા જોઈએ.

બ્રહ્મસમાજમાંથી ફોતરાં ને છોડાંને જુદાં પાડવામાં આવશે અને જેટલા શુદ્ધ ઘહું જેવા હશે તેમને રાખવામાં આવશે.

ઘણા જણને બોલાવ્યાછે, પણ તેમાંથી જુજ પસંદ કરવામાં આવશે. જુઓ, હજારો ધર્મભ્રષ્ટ, ચોંટા, અને લાંઠીઆ મારા મંદિરમાં પેશી ગયાછે! પણ જુઓ તો ખરા, હું એવું કરીશ કે તેમનાથી આમાં રહેવાયજ નહિ, એવો વખત આવશે કે તેમને તેમનાં કૃત્યનો યોગ્ય બદલો મળશે.

મારા ઘરમાં સાચા ભક્તો થોડા હશે તેની ફીકર નહિ, પણ હજારો ઢોંગીનો મારે બિલકુલ ખપ નથી.

તમને માલૂમ નથી કે હું કોને કાઢી મૂકીશ? જેઓ મારો જાણી જોઇને અને ઘાતકી રીતે અનાદર કરેછે તેમને.

પહેલો, જુઓ, જેઓ પ્રભુ, પ્રભુ કરેછે પણ માનતા નથી તેમને, જેઓ સ્વધર્મત્યાગી છે તેમને, અને જેઓ પ્રભુની પાલન કરવાની શક્તિ, પ્રેરણા, પ્રાર્થના, ધર્મોપદેશક અને આત્માના અમરત્વની ના પાડેછે તેમને કાઢીશ.

બીજું, જેઓ કેવળ દુનિયાદારીના વિચારથી, જેવા કે ધનવાન થવા, કીર્તિ મેળવવા, મિત્ર, ખુશામતીઆ, ઘર જમીન વગેરે મેળવવા માટે મારા આશ્રમમાં આવેલા છે તેમને હું મારા નહિ કહું.

ત્રીજું, જે વિષયી છે તેમને રજા આપીશ.

આ માણસો, ને તેઓની ભૂલ અને દુર્ગુણની સામે સારા વક્તૃત્વ અને જોરથી તમારે વિરૂદ્ધ બોલવું; કારણકે તેઓ મારા ધર્મના શત્રુ છે અને તેઓ સ્વનાશ સારૂ પણ તૈયાર થયાછે એટલુંજ નહિ, પણ પોતાની આસપાસના લોકોના નાશ સારૂ પણ તૈયાર થયાછે.

હું તેઓનો કટ્ટો વૈરી નથી, પણ તેઓનો પિતા છું; હું તેમને નિરંતર કાઢી નહિ મૂકું, પણ જ્યાં તેઓ જશે ત્યાં તેમની પાછળ પડીશ અને તેમના કલ્યાણાર્થે પ્રયત્ન કરીશ, પણ મારા મંદિરમાંથી તેમને વિષ અને કચરાની માફક ખસેડીશ, કારણકે તેઓનાથી ખાલી થયેલું મારૂં મંદિર ને તેમાંના રહશો ઘણા કાલ સૂધી રહે.

## प्रभु, न्यायकर्ता.

ત્યારપછી પ્રભુએ પોતાના સેવકોને સારી આશિષ દઇ રજા આપી, અને કહ્યું, ( મને ) " માનો અને જીવતા રહો."

અને ગાંડા વાવંટોળની માફક પ્રભુ પર્વતની ટેકરી ઉપરથી ગગડયો અને એક ભયંકર ચીજોથી ભરપૂર ઊંડી અને અંધારી ખીણમાં પેશી ગયો.

જો, આ અંધારા ખાડામાં સ્ત્રી પુરૂષો છાનાંમાનાં એકઠાં થયેલાં છે, અને ભોગજોગે આ પર્વત પડીને ચૂરેચૂરા થઈ જાય અને તે ઉપરના રહેનારનો નાશ થાય એવા હેતુથી રાત દિવસ તેઓ ખણુ ખોતરવામાં અને ખોદવામાં મચ્યાં રહેલાંછે.

પોતાના રાજ્યનો નાશ જોવાને ટમટમી રહેલા આ ગુપ્ત શત્રુની સમક્ષ મહા સમર્થ પ્રભુ ઊભો રહ્યો.

અને નીચે પ્રમાણે તેમની પ્રત્યે બોલ્યો.—

અરે, સ્વધર્મ ત્યાગીઓ, લંપટો, દારૂડીઆ, ઢોંગી, સંસારવૃત્તિના, વહેમી, ધૂતારા, થરથર કંપો, કારણ કે હું તમને જ્ઞાનનો ઉપદેશ કરૂંછું.

ચોરની માફક તમે મારા રાજ્યમાં પેશી ગયાછો, અને આત્માના નાશને અર્થે મારા ધર્મનો ઢોંગ કરી તમારો છૂપો વ્યાપાર ચલાવોછો; તમે મારાં પુત્ર પુત્રીઓનાં ખૂન કરનાર છો, અને તમારાં કાળાં કૃત્ય ફલીભૂત થાય તેટલા માટે આવા અશ્રુત અને અદષ્ટ *ગર્તમાં કામે લાગેલાછો.

શું તમે બ્રહ્મ છો ? હા, તમે કહેવાવા માગોછો ખરા, તમે આસ્તિકોનો ડોળ રાખ્યોછે અને ભક્તિમાન પુરૂષોની રીતભાત સ્વીકારી છે ખરી. તમારામાં ગુરૂઓ, ઉપદેશકો, સાધુઓ અને ધર્મવિવેચન કરનારાઓ પણ છે. સાચા ભક્તોની માફક પ્રાર્થના કરતી વેળા તમે પણ આંખો મીંચોછો, અને તેઓની માફક મારાં ભજન સ્તવન કરોછો. આમ છતાં પણ તમે મને માનતા નથી, તમે મને જોયો નથી ને જેઓ કહેછે કે અમે જોયોછે તેને તમે હશી કાઢોછો. તમારા પ્રાર્થનાના સમયમાં હું સમક્ષ ઊભો હઉંછું તે છતાં તમે ઉદ્ધતાઈથી એમ બોલોછો કે—" અમે તને ઓળખતા નથી. " તમારા શબ્દો પવનના ઝપાટાથી કુશકી ફોતરાંની માફક ઊડી જાયછે અને મને પહોચતા નથી. તમારી નિત્યોપાસના જે દશ કે પંદર મિનિટથી વધારે ચાલતી નથી તે મને કંટાળો આપેછે, કારણ કે તે ઉપરથી તમને મારી સોબતમાં કેવી અધીરતા લાગેછે અને દરરોજ જેમ બને તેમ વહેલાં મારાથી છૂટા થવાની તમે કેવી ઉત્કંઠા રાખોછો, એ તમામ મને જણાયછે. તમે મારા સાચા ભક્તો અને સેવકો કહેવાવા માગોછો ! પણ જ્યારે તમને હું કહુંછું કે મને જુઓ અને મારાં વચનો સાંભળો ત્યારે તમે હસોછો; મેં દરરોજ તમારાં ખાનપાન પૂરાં પાડયાંછે, અને તમારૂં સર્વસ્વ મને સોંપી દેવા કહેલુંછે, પણ તમે શંકાયુક્ત એવી મારી સાથે તકરાર કરોછો કે " અમને તારી પાલની શક્તિમાં વિશ્વાસ નથી." મેં તમને એવું કહ્યું છે કે તમારે ફક્ત મારીજ આજ્ઞા પ્રમાણે ચાલવું, હું કહું તે સિવાય બીજાું કશું પણ કરવું નહિ. પણ તમે તે પ્રમાણે વર્તતા નથી—અને તમારા ગર્વિષ્ઠ તર્ક અને બુદ્ધિ ઉપર આધાર રાખી ચાલવાનું તમને વધારે ગમેછે. તમે તમારા પોતાનાજ દેવ છો. તમારા અન્તઃકરણમાં તમે સાચા પ્રભુને ઓળખતા નથી. તમે તમારા આત્માનો નાશ કરોછો એટલુંજ નહિ, પણ અવિશ્વાસરૂપી ઝેર તમારા પાડોશીઓને આપી

* ખાડો.

તેઓનો પણ નાશ કરવા યત્ન કરોછો. પહેલાં ઘણા જણ મને માનતા, અને મારી સું-દર પ્રાર્થના કરતા તેથી મને ઘણો આનંદ થતો. પણ તેઓની ભક્તિ અને શ્રદ્ધાનો, અરે, હતભાગ્ય પુરૂષો, તમે નાશ કર્યો, અને આ ભૂમિ ઉપર નાસ્તિકો અને સ્વધર્મ-ત્યાગીઓની ગણત્રીમાં વધારો કર્યો. અરે ઢોંગી, જેવી તમારી શ્રદ્ધા તેવીજ તમારી ચાલચલગત શંકનીય છે. તમે છાનામાના મદ્યપાન કરોછો અને પશુવત્ મોજમજામાં મહાલોછો, તમે મદ્ય અને સ્ત્રીને વેચાયાછો, તમે ફક્ત એક પ્રાર્થના કરવા સારૂ મારા મંદિરમાં આવોછો, ને પૂરી થઈ એટલે તરત રાંડના ઘરમાં અને કલાલની દુકાનમાં વિષય ભોગો પૂરા પાડવા પેસોછો. મદ્યપાન અને વ્યભિચાર કરવાથી તમે તમારાં શરીર અને મન મલીન કર્યાંછે; તથાપિ પશ્ચાત્તાપનું કંઈ ચિન્હ તમારામાં જોવામાં આવતું નથી. તમારામાંના થોડા જેઓ પશુવત્ વિષય ભોગની પેલી પારે ગયા નથી તેઓ વિષયી અને લંપટી થવાની તૈયારીમાં છે. અને વિષયી અન્તઃકરણથી તેઓ સ્ત્રીની સો-બત ખોળેછે. તમે બગડોછો અને તેની સાથે મારા મંદિરના લોકોને પણ બગાડોછો. જ્યાં મનુષ્યો વિષય સુખને સારૂ સ્ત્રીઓની પાછળ ફાંફાં મારેછે, અને સ્ત્રીઓ પોતાના યારને મળવાની સ્વતંત્રતા સારૂ ટમટમી રહેછે, ત્યાં આગળ જે મોટા ભયે વૈષ્ણવ અને બ્રહ્મચારીનું નખોદ વાળ્યું તે મોટા ભયનું બી મારી નજરે પડેછે. તમારામાં બીજી પણ ઘણી કુચાલો છે, જેવી કે-જૂઠ, અપ્રમાણિકપણું, ધનલોભ, વૈર, દ્વેષ, ચાડીઆપણું, વ-ગેરે.-જે સારૂ તમારા વજ્ર જેવા હૃદયમાં કંઈ પણ અરેકાર નથી. તેટલાં કાર-ણોથી મારા ભક્તોમાંથી સારા ગુણવાળાને ને લંપટને જુદા પાડીશ. પશ્ચાત્તાપયુક્ત પા-પીઓ, અને નવા દાખલ થયેલા ભક્તો જેઓએ મને માનવા માંડયોછે, તેઓને હું કા-ઢીશ નહિ, પણ તેમના કલ્યાણ થવા ઉપર મારી નજર રહેશે. જૂના મતના કે નવા વિચારના, આ પક્ષના કે પેલા પક્ષના, જે ઊંચા આસનો ઉપર બેસોછો, અને અવિશ્વાસ અને વિષય સુખમાં મોજ માનોછો, એવા બ્રાહ્મધર્મનો ઢોંગ કરનારા ચેતતા રહેજો; કા-રણ કે મારૂં ઝાટકવાનું સૂપડું લેવાનો અને સાચા ભક્તોને બચાવવાનો મારે વખત આવ્યોછે.

## दीक्षित धर्मोपदेशको.

જ્યારે તમામ શિષ્યો ગુરૂની આસપાસ વીંટલાઇ પડયા, ત્યારે તેઓને તેણે નીચે પ્રમાણે કહ્યું —"હું તમારામાંના અમુક જણને પસંદ કરીશ, અને તેઓને ઉપદેશકો અને ધર્મવિવેચન કરનારા કહીશ, અને તેમના હાથમાં પૃથ્વી ઉપર મારૂં રાજ્ય વધારવાનું કામ સોંપીશ." ઘણાએ આશા રાખીછે કે તેઓને બોલાવશે, અને નવી ચુંટણીની વેળાએ મોટી મોટી આશાઓ રાખવા લાગ્યા. જેઓ મોટી પદવીએ હતા, અને સદ્‌ગુણ, ડ-હાપણ, મોટી વિદ્વત્તાને સારૂ માન પામેલા હતા, તેઓ મોટી આશાભેર આગળ આવ્યા. પણ પ્રભુએ તેઓની દરકાર કરી નહિ અને પોતાનાં માણસો નમ્ર લોકોની પંક્તિમાંથી પસંદ કર્યાં. જેઓનેવિષે દુનિયા કંઇ જાણતી નહોતી ને માન નહોતી આપતી તે-ઓને પોતાનાં કૃત્ય સારૂ નીમ્યા. ઘણા લોકો આશ્ચર્ય પામ્યા ને બડબડાટ કરી ઊઠયા કે-હે પ્રભુ, જેઓ મલીન, દુર્બલ ને અશક્ત છે તેઓને શા સારૂ તારા કરી લેછે, અને પવિત્ર, જબરા ને ડાહ્યાને મૂકી દેછે? જેઓ યોગ્ય છે તેઓને તે શા સારૂ નથી પસંદ કરતો? પણ

પ્રભુએ પોતાનો કૃપા કરાર યાદ કર્યો, અને જેઓને માતાના ઉદરમાં દીક્ષા કરેલી તેઓને પસંદ કર્યા. જેઓ કુદરતી રીતે લાયક હતા, જેઓને કુદરતે સારી ઇંદ્રિયો, વિચાર શક્તિઓ, અને કામ કરવાનો સ્વભાવ અને રૂચિ બક્ષેલાં હતાં તેઓને નીમવામાં આવ્યાછે. ઘણા લોકો બોંબાટ કરી ઊઠયા કે આ વાત તેમને પસંદ પડી નથી. તેઓને તરતજ ચૂપ કરી દેવામાં આવ્યા, કારણ કે સર્વશક્તિમાન પ્રભુએ ગર્જનાયુક્ત અવાજે નીચે પ્રમાણે બોલવું શરૂ કર્યું:—

અરે અલ્પ વિશ્વાસી મનુષ્યો, સાંભળો, આ માણસોને મેં મારો ધર્મ પ્રવર્તાવવાને નીમ્યાછે. તેઓ અશક્ત અને દીન છે. મેં તેઓને પસંદ કર્યાછે તેનું કારણ ફક્ત એટલુંજ કે તેઓ શ્રદ્ધાવન્ત છે. તેઓને વિદ્યા નથી, સંસારની ક્રાંતિ નથી, અને તેઓ ધનદેવના ઈષ્ટ નથી તો શું થઇ ગયું? એક વસ્તુ જે મુખ્ય અવશ્યની છે તે તેઓની પાસે છે; તેઓની પાસે શ્રદ્ધા છે તેથી મારે જે જોઈએ તે તેમની પાસે છે. તેઓ મારા સેવકો છે, તેઓને માન આપો. લોકોની મળેલી ઠઠ ધ્રૂજવા મંડી અને શબ્દ બોલી શકાયો નહિ, પણ પ્રભુની આજ્ઞાને આધીન થયા.

પછી પ્રભુએ જે મનુષ્યને પસંદ કર્યા હતા તેઓને એકઠા કરી તેઓને માનની ખાતર એકેક વાવટો આપ્યો. આ વાવટા ઉપર નીચેના ત્રણ શબ્દો લખેલા હતા. "શ્રદ્ધા, પ્રીતિ, અને પવિત્રતા;" તેઓના અભિષિક્ત મસ્તક ઉપર પ્રભુએ પોતાનો પવિત્ર હસ્ત મૂક્યો ને આશીર્વાદ આપ્યો. આ કરતી વખતે પ્રભુના મુખમાંથી એક પવિત્ર જ્વાળા નીકળ્યો અને તેઓના હૃદયમાં પેશી ગયો અને તેઓના આત્માને એકાએક અતિ હોંસીલા કર્યા અને તેઓના મનમાં પ્રેરણા કરી.

પછી પસંદ કરાયેલા માણસો પવિત્ર પિતાના ચરણ સમીપ બેઠા અને હાથ જોડી અને હર્ષનાં આંસુ લાવીને બોલ્યા, હે પ્રભુ, તારૂં શું કામ છે તે કહે અને અમને આશીર્વાદ આપ.

તમારી નીમણુકનો આ પ્રભુનો હુકમ લ્યો, ને ગ્રહણ કરો અને હે વહાલા ભક્તો, હમેશા તમારા ઉપર મારો પ્રેમ રહેશે.

શિષ્ય પછીથી બોલ્યા. તથાસ્તુ.

પછીથી પ્રભુએ આ નીમેલા ધર્મોપદેશકોને તેમનું કર્તવ્ય કર્મ બતલાવ્યું:—

તમારે સોનારૂપાની સ્પૃહા ન રાખવી.

તમારે કોઇનું દાસત્વ કરવું નહિ, અને પૈસાને સારૂ સ્વતંત્ર વ્યાપાર ન ચલાવવો. મારા ધર્મોપદેશકો તરીકે કામ કર્યા બદલ કંઇ પણ નાણું ગ્રહણ કરી તમારા હસ્તને મલીન ન કરવા.

અશ્રદ્ધાવાન પુરૂષો જેમ પોતાનાં ધાન લૂગડાંને સારૂ અધીરીઆ બનેછે તેમ તમારે ન થવું અને દુનિયાના લોક તમને જે આપે તે તમારે ખાવું નહિ, કારણકે હું તમારો ઈશ્વર છું તેથી તમારી ખોરાકી પોશાકીને સારૂ સંભાળ લઈશ. મારાસિવાય બીજા કોઈપણ પાસેથી તમને જે મળે તેનો સ્પર્શ ન કરશો.

તમે મારા છો એમ ઓળખાઓ, અને લાલચો તમને ફસાવી ન શકે માટે તમારાં કપડાં લૂગડાં તથા ખોરાક જેમ બને તેમ સાદાં રાખજો.

મદ્યપાન અને સ્ત્રીથી વેગળા રહેજો. મિતવ્યતા અને શીયલપણું પાળવાના અન્તઃકરણપૂર્વક સોગન લો.

તમારી સ્ત્રી, છોકરાં, ઘર અને માલમિલ્કત મને અર્પણ કરો, અને તે મારાં છે એમ માનો, તમારાં તે નથી. તમે મને કુલદેવ ગણો, જેથી તમારા ઘરને અને ઘરના માણસોને હું પવિત્ર કરૂં.

ગુસ્સે થશો નહિ; પણ જેટલી વાર તમારી જોડે શત્રુ ખરાબ રીતે વર્તે તેટલીવાર તમારે સહન કરવું અને ક્ષમા કરવી.

સર્વ ઉપર પ્રીતિ રાખો; મિત્ર અને શત્રુ ઉપર સમાન ભાવ રાખો. પ્રમાણિક થાઓ. જેને જેવું યોગ્ય હોય તેવું આપો.

તમારાં વડીલોને માન આપો. તવંગર, શક્તિમાન, ડાહ્યાં, અને વૃદ્ધની આમન્યા રાખો; જે રાજાને મેં તમારા ઉપર હકુમત ચલાવવા મોકલીછે તેને અન્તઃકરણપૂર્વક વફાદાર થાઓ, અને તેના તખ્તલાયક ઉપહાર અર્પણ કરો.

સાચા બનો, અને અસત્ય બોલવું એ ધિક્કારવા યોગ્ય વસ્તુ છે એમ માનો. જીભ વશમાં રાખો અને સત્ય બેધડક બોલો.

નમ્ર થાઓ, અને કશી વાતમાં યશ પોતાને માથે લેશો નહિ. "આ હું." "આ મારૂં," "અને આ મને," એ જનૂન મનમાંથી કાઢી નાંખો, તુચ્છ સ્વાભિમાન અને સ્વાર્થનો ત્યાગ કરો અને પ્રભુપદમાં અને સાર્વજનિક દયાભાવમાં લીન થઈ જાઓ. તમે તમારા નથી; તમે મારા અને આલમના છો.

ઉત્સાહથી, પ્રીતિથી, ધર્મોત્સુક્યથી, અને ખરેખરા મનથી પ્રભુની પ્રાર્થના દરરોજ કરો.

પ્રાર્થનાને દરેક અન્યવસ્તુથી અધિક ગણો, અને યાદ રાખો કે, અનિયમિતપણું, અધીરતા, અસ્વસ્થપણું, અશ્રદ્ધા અને પ્રાર્થનામાં નિઃરસપણું–આ મોટું પાપ છે અને તે બાબતનો મને ઘણો કંટાળો છે.

તમારે દરરોજ વધતી પ્રીતિ અને મનની એકતાથી મારી પ્રાર્થના કરવી કે જેથી કરીને યોગ અને સંગતિનો લાભ તમને વહેલો મળે.

તમારે મને, આત્માના અમરત્વને અને અન્તર્યામીને માનવાં પડશે. પહેલા બે એટલે તમારા પિતાને અને મંદિરને તમે જોઈ શકશો; અને છેલ્લું એટલે ગુરૂવાણી તમને શ્રવણ થશે.

દરેક ધર્મોપદેશક અને ધર્મશાસ્ત્રને માનજો.

આખો દિવસ અને આખું વર્ષ તમારે–પ્રાર્થના, ધ્યાન, વાંચન, ધર્મચર્ચા, ધર્મનાં કામ અને ધર્મોપદેશ, કરવાં જોઇશે; આ તમારૂં નિત્ય કર્મ કહ્યું.

હવે જાઓ અને સદુપદેશ કરો; દરેક બાજૂએ, દરેક જાતનાં સ્ત્રી પુરૂષોમાં, સ્વર્ગના રાજ્યનું શુભ બી રોપજો અને ગર્વતાથી તાત્કાલિક ફળની આશા રાખ્યાવિના પ્રભુના કામમાં દીનતાથી મંડ્યા રહેજો.

## પ્રભુના માતૃભાવની પ્રસિદ્ધિ.

આસપાસ વીંટલાયેલા પોતાના શિષ્યોને કહ્યું કે જાઓ, અને એવો ઢંઢેરો પીટો કે હું ભરતખંડની માતા છું.

ઘણા જણ મને પિતા તરીકે પૂજવા તૈયાર છે. મારા ન્યાય અને દયાને તેઓ ઓળખી ગયાછે. તેઓ મારી સખ્ત આજ્ઞાઓ પણ બરાબર પાળેછે. તેઓ મને કૃપાળુ પિતા તરીકે ચાહેછે. પણ તેઓને ખબર નથી કે હું તેમની કોમળ, પ્રેમી, સહનશીલતાવાળી, ક્ષમાદાયિની, પશ્ચાત્તાપયુક્ત પુત્રને સદા સોડમાં લેનારી, માતા પણ છું. તમે દેશે દેશ, ગામેગામ જાઓ અને મારા દયા ગુણની પ્રશંસા કરો અને જાહેરાંત એવું જણાવો કે હું હિંદુસ્તાનના સર્વ પુરૂષોની માતા છું. ગરીબ અને નિરાશીત હિંદુસ્તાનને કહેજો અને આશા આપજો કે, તું અશક્ત અને મૃતવત્ છું, પણ મારા ખોળામાં છું, માટે હું તારી રાત દિવસ સંભાળ લેઈશ. જ્યાંસુધી તે માતાના ખોળામાં પડેલું છે ત્યાંસુધી એને કંઈ ભય રાખવાનું કારણ નથી. ત્યારે, મારા ઉપદેશકો, જાઓ અને તેને આશા અને દિલાસો આપો. તેને મારા ધર્મોપદેશકોએ જાગ્રત કરવાની જરૂર છે. પાપીઓને મોક્ષ આપવા અને પતિત બાલકોનું પરિત્રાણ કરવા હિંદુસ્તાનમાં પ્રભુ (રૂપી) માતાના આગમનના શુભ વર્તમાનનો ફેલાવો કરવાને તમને હું મોકલુંછું. અરસિક ધર્મશાસ્ત્રનું વિવેચન ન કરશો. શુષ્કદેવના રાજ્યની સાથે આધુનિક આદેશનું મળતાપણું ન કરશો. પણ હિંદવાસીઓને મોટેથી અને ઉત્સાહપૂર્વક કહેજો કે, તમને જ્ઞાન અને જીવ આપવાને તમારી માતા આવેલીછે. મને તેઓની સમક્ષ એવી રીતે મૂકજો કે તેઓ સહેલાઈથી મારા ઉપર આશક્ત અને પ્રીતિ રાખે. અને મારો પ્રીતિમય દયાભાવ ઘણોજ મધુર છે એમ તેમને લાગે. તમારી વર્તણુક, વાતચીત, ધર્મવિવાદ અને ગાન એવી રીતનાં રાખજો કે જ્યાં જ્યાં તમે જાઓ ત્યાંના મનુષ્યના મનમાં એમ ઠશી જાય કે તમને મારા સુંદર આદેશ અને શુભ નામની લેહ લાગીછે. ભક્તિભાવ, ઔત્સુક્ય અને આનંદથી જાણે તદન ઘેલા થયા હો એવી રીતે જજો. પ્રભુમાં ભાન ભૂલી ગયેલા ભક્તોની માફક બોલજો અને વર્તજો. દુનિયાને દેખાડી આપજો કે તમે મને માતૃવત્ અને મિત્રવત્ એટલા બધા ચાહોછો કે તેટલા બીજા કશાને ચહાતા નથી અને જે દયાભાવ તમે મારે હાથે ચિરકાલસુધી અનુભવ્યોછે તે દયાભાવદાયિની માતાના મીઠા શબ્દોથી ભરતખંડનાં બાળકોનું મન મેળવી લેવાનીજ ફક્ત કાળજી ધરાવજો. જે વસ્તુઓ તમને અનાયાસે મારી પાસેથી મળેછે તેવી ને તેવીજ રીતે બીજાઓને આપજો. અને જ્યારે વિવેચન કરો ત્યારે ધ્યાન રાખજો કે તમારી માતા શબ્દોનુંજ વિવેચન કરજો, અને મારી અપરિમિત પ્રીતિનું તમે સંપૂર્ણ રીતે પાન કીધું છે એવું તેમને લાગે એમ કરજો. તમારી શબ્દ માધુર્યતા અને આનંદાશ્રુની તથા તમે મારા ઉપદેશકો છે એવી હિંદવાસીઓની ખાત્રી થવા દો, અને આ પ્રમાણે ખાત્રી થયેલા લોકો મારી પાસે આવીને બોલે.—પવિત્ર દેવી. તારા નામની જય જય! !—અમે વરિષ્ટ માતાના ઉપદેશકોને જોયા અને શ્રવણ કર્યાછે.

## સન ૧૮૭૯ ની સાલમાં ધર્મોપદેશકોની ચઢાઈનો હેતુ.

હે પિતા, ધર્મોપદેશકોની સવારી તેં નક્કી સ્થાપન કરી મોકલીછે તેનો શો હેતુ હશે?

**આ ભૂમિ ઉપર માતૃરાજ્ય સ્થાપવાની મારી ઈચ્છા છે.**

**ત્યારે શું, હે પ્રભુ, તને લોકો માતૃવત્ ચહાતા નથી ?**

ના, તેઓ મારી એક રાજા જેટલી બીક રાખેછે, તેઓનો મારા ઉપર પિતા જેટલો પ્રેમ છે; પણ હજી તેઓને મને માતૃવત્ ચહાવાની અને માન આપવાની જરૂર છે.

હે પિતા, તેં એ સવારીમાંના લોકોને એવી સમજણ આપી છે કે તેમને મોટામાં મોટા વિચારની વાત આ છે ?

હા, આ ભૂમિ ઉપરના કેટલાક જ્ઞાનીઓએ વહેમ તજી દીધા છે, અને મને પરમાત્મા ગણી પૂજવા લાગ્યા છે. અજ્ઞાન ( પણ સાચા ) ભક્તોએ પ્રીતિ અને મમતાથી દેવીઓની આરાધના કરવા માંડી છે અને મૂર્તિઓને ઈશ્વરી માતા ગણી સ્તુતિ ઉપહાર અર્પણ કરવા માંડ્યા છે. આ બન્નેને એકત્ર કરવાની મારી વૃત્તિ છે. જ્ઞાન પામેલા આસ્તિક ભક્તો મૂર્તિને છાંડી દેશે; પણ પોતાની વહાલી અને માયાળુ માડીની માફક અન્તઃકરણપૂર્વક મને ચહાશે. દરેક બ્રહ્મનું મંદિર, પરમાત્માનું સ્થાનક કરી મૂકવાનો મારો નિશ્ચય છે; ત્યાં મારા પુત્રો અને પુત્રીઓ અત્યંત પ્રીતિથી મને પૂજે, અને માતાના ખોળામાં પડ્યા પડ્યા મોક્ષમાર્ગ મેળવે.

ત્યારે તારા શિષ્યના ખાનપાન સારૂ તેં શી ત્રેવડ કરીછે ?

માતાનું ધાવણ; તે સિવાય બીજું કશું નહિ. તેઓ કાંઈ ખાનાર નથી, હું તેઓની માતા છું ને તેમને ખવડાવીશ. તેઓ ઘણાં બાળક છે તેથી તેમને પુષ્ટિને સારૂ ફક્ત મારા દૂધ ઉપર આધાર રાખવો પડશે.

ત્યારે તેઓની પૂજાઅર્ચા શા પ્રકારની થવાની ?

જે પ્રમાણે બાળક અવ્યક્ત ભાષામાં દૂધ માગેછે તેજ માફક મારાં બાળકો મારી પ્રાર્થના કરશે. પ્રાર્થના એ નાના છોકરાનું ધાવણ સારૂ રડવું એ સિવાય બીજું કશુંએ નથી.

હે મારા પરમેશ્વર, જ્યારે તારાં બાળકો આ પ્રમાણે તારા માતૃભાવનો પ્રચાર કરશે ત્યારે તારી સવારીનું શું પરિણામ આવશે ? અને આ ભૂમિના લોકો તરફથી તેમનું કેવું સન્માન થશે ?

જે સાચા ભક્તો છે તે તો ભિન્ન ભિન્ન અભિપ્રાયની દરકાર નહિ રાખતાં તેઓના ઉપર ભાવ રાખશે અને સન્માન આપશે; પણ નાસ્તિકો ભણેલા, તવંગર અને સંસારમાં ડાહ્યા કહેવાયલા, આ માતાના લશ્કરનો ધિક્કાર કરશે. તેઓને ગરીબની પંક્તિમાં દાખલ કરી દેશે, બજારમાં અને રસ્તામાં ઘણા ગરીબ અને નમ્ર માણસોની સાથે તેઓ ભળી જશે, તેઓનું કૃત્ય દુનિયાને રૂચિકારક નહિ હોય, તેથી કરીને લોકો તેમને હશી કાઢશે, ધિક્કારશે અને સતાવશે; અને ઘણા તેઓનો સંગ નહિ કરે. આમ છતાં મારા નામનો ફેલાવો થશે અને મારૂં લશ્કર શત્રુઓ ઉપર વિજય મેળવશે. અને આ ધર્મત્યાગીઓના વિક્કાર અને હાસ્યને નહિ ગણકારતાં, મારા ધર્મ પ્રચારકોની ટોળીઓના વાવટા ઉપર વિજય ને નૃત્ય કરાવીશ. જેઓ પ્રભુને માતૃવત્ માનેછે તેઓનું જીવતર સફળ છે.

## મારો ધર્મ શો ?

**હે મારા અન્તર્યામી પ્રભુ, મને એવું વારંવાર મન થાયછે કે હું તારા સહવાસમાં**

વધારે કાળ રહું, અને એકાંતમાં તારી સોબત અને સંભાષણનો લાભ લઉં. પણ મને ભાગ્યેજ ફુરસદ મળેછે તેથી મારા મનમાં જે હોયછે તે કહી શકાતું નથી.

શું તને ફુરસદ ખરેખરી છેજ નહિ? એમ બનેજ નહિ. મારા ઉપર અત્યુત્સાહી પ્રેમ અને પ્રીતિ જે ફક્ત એકલાંજ ફુરસદ મેળવી શકે કે કરી શકે, તે તારામાં નથી. જેઓ મને અતિશય ચહાયછે તેઓ મારો એકાન્ત સમાગમ મેળવી શકેછે.

હા, પ્રભુ, તેમજ છે. જો મેં ખરી રીતે તારા ઉપર પ્રીતિ રાખી હોત તો તારી પાસે વારંવાર આવવાની અને મારૂં વિશ્રામિત મસ્તક તારા ખોળામાં મૂકવાની મને અવકાશ હોત.

ખેર, તું અહીઆં શા સારૂ આવ્યો છે?

હે પ્રભુ, મારા તહેવારના દિવસો શાંતિથી તારી સાથે ગાળવાની મારી ઈચ્છા છે. મારો આ સિવાય બીજો કશો હેતુ નથી. જ્યારે કંઈ તહેવાર આવેછે ત્યારે માણસો પોતાના મિત્રને ત્યાં જાયછે. આ દુનિયા ઉપર કોઇ સારો મિત્ર નહિ હોવાને લીધે હું તારી પાસે આવ્યો છું, અને મારી એવી વૃત્તિ છે કે મારો ફુરસદનો વખત તારી સાથે ખુશકારક અને ફાયદાકારક સંભાષણમાં ગાળું.

ત્યારે તો મારી પાસે આવ, અને તારે મારી પાસેથી શું શ્રવણ કરવાની મરજી છે તે કહે.

હે પિતા, લોકો મને ખ્રિસ્તી કહીને બોલાવેછે તે ખરૂં કે ખોટું તે મારે જાણવું છે. શું હું ખ્રિસ્તી? શું તારી એવી મરજી છે કે બધા મને ખ્રિસ્તી કહે?

તું ખ્રિસ્તી નથી ને તેમ કહેવાય એવી મારી મરજી પણ નથી.

શું ત્યારે હું હિંદુ?

વત્સ, નહિ. એ નામથી તું ઓળખાય એવી પણ મારી ખુશી નથી.

જ્યારે હું ખ્રિસ્તી કે હિંદુ નહિ, ત્યારે શું હું બ્રહ્મ? જો તેમ હોય તો તેઓ મને તેમનામાં દાખલ કરશે નહિ.

બ્રહ્મ કહેવાથી જે અર્થ લોકો સમજેછે તે અર્થમાં તું બ્રહ્મ પણ નહિ.

ત્યારે હું કોણ છું એ સવાલનો મારે લોકોને શો જવાબ દેવો? હે પ્રભુ, હું કોણ છું, જેથી તેઓ મારે સારૂ લોકોને ખોટી રીતે ભરાવે નહિ, તેનું તેઓને સંપૂર્ણ જ્ઞાન આપ.

એમ કહે કે હું શ્રદ્ધાવાન મનુષ્ય છું. હવે તારા ધર્મસંબંધી લોકોને સત્ય વિચાર આવવો એ કેવળ અસંભવિત છે. શ્રદ્ધાવાન પુરૂષનું સંપૂર્ણ રીતે કોને જ્ઞાન થાય? ઈશ્વિરનું શાસ્ત્ર તમારાથી સમજાવી શકાશે, પણ શ્રદ્ધા શું છે એ તમારાથી સમજાવાશે નહિ.

પણ મારી આસપાસના ઘણા જણ મારા વિચાર સમજી શકેછે અને મને તેઓની જાતમાંનો ગણેછે.

તેનું કારણ એ છે કે તારામાં શું છે તે તેમનાથી જોઈ શકાતું નથી. તું ખ્રિસ્તીમતની તરફેણમાં બોલેછે એટલે લોકો તને ખ્રિસ્તી સમજેછે, અને આર્યધર્મની વૃદ્ધિ સારૂ વદેછે એટલે તેઓ તને હિંદુ કહેછે. તું બ્રહ્મ કે આર્ય દેશના આસ્તિક મનુષ્ય જેવો દેખાયછે તેથી તારી આસપાસનાએ તારૂં બ્રહ્મસમાજની ચોપડીમાં નામ

દાખલ કર્યું છે. પણ હું સર્વ જ્ઞાતા છું તેથી જાણુંછું કે તારામાં શું છે. તું તો ઉપર-નામાંથી એક નથી. હજી તારી શ્રદ્ધા પૂરેપૂરી ઘડાયલી પણ નથી. શ્રદ્ધાવાન પુરૂષોની માફક તું હમેશા તેમાં વધ્યાં કરેછે તેથી જેઓ તને ગઈ કાલે ઓળખતા તે આવતી કાલ ઓળખી શકતા નથી.

શું આજ કારણથી તેઓ મારે સારૂ લોકોમાં ખોટી રીતે સમજાવવા લાગ્યાછે અને તેથી તેઓનો હું અપ્રિય થયોછું ?

હા. એવી એકે ભાષા નથી કે જે શ્રદ્ધાનું વર્ણન કરી શકે. કોઇ પણ કોષ તેમાં કામ લાગે તેમ નથી—જ્યારે તું પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન અને દૃશ્ય ( પરંતુ લોકોને અ-દૃશ્ય ) ક્રાઈસ્ટના આત્માએ ઓશરીમાં તારી સાથે વાત કરી એવું કહેછે, જ્યારે તું દાવિદ અને નારદમુનિએ તને પવિત્ર સારંગી આપ્યાની વાત કહેછે, જ્યારે તારી સ્વર્ગ ભૂમિની મુસાફરી કહી સંભળાવેછે, જ્યારે તું તારા પ્રીતિના દરિયામાં નિમગ્ન થવાનું કહેછે, આ બધું જ્યારે તું કહેછે, ત્યારે લોકો તારૂં બોલવું સમજતા નથી અને તારા કહેવાનો મર્માર્થ તેમના કળ્યામાં આવતો નથી. એટલા માટે તું લોકાપવાદને માટે તૈયાર રહે. તારી દૈવી શ્રદ્ધાનો લોકકીર્તિને સારે સોદો ન કરીશ. ભલે લોકો તને છાંડી દે. પણ અન્ત-કાળસુધી તારે શ્રદ્ધાને દૃઢતાથી વળગી રહેવું.

## શું તેઓ જય મેળવશે ?

હે પિતા, મને કહે, શું બ્રહ્મમતાનુયાયીઓ પોતાના કામમાં ફતેહ મેળવશે ?

જ્યાંસુધી આ હાલતમાં રહેશે ત્યાંસુધી તો નહિ. ત્યારે તારે તેઓની પાસેથી શું જોઈયેછે ?

ધર્મોત્સુક્ય, ભક્તિ સંબંધી ઉત્સાહ, પ્રભુઉપર ગાંડી પ્રીતિ, સ્વવિષયમાં ભાનનું ભૂ-લવું અને પરમાત્મિક નિશો—ત્યારે આ બધું અમારાથી શી રીતે મેળવાય ?

સાક્ષાત પ્રભુની નિરંતર પ્રાર્થના કરો અને સહવાસમાં રહો. જ્યારે ધર્મમાંજ અમે આતુર ને આતુર રહીએ ત્યારે લોકો અમને મૂર્ખા નહિ કહે ?

હા કહેશે; તેવા ખિતાબોને સારૂ તૈયાર રહો. દરેક યુગમાં મારા ભક્તોને તો મૂર્ખાજ કહેલાછે.

પણ અમે કંઈ મૂર્ખાઈ ભરેલું કર્યું નથી ને કરવાની મરજી પણ નથી.

મૂર્ખાઈ ભરેલી ચીજો તમારે કરવી પડશે; લોકોની ધારણામાં જે વસ્તુ ધિક્કારવા લાયક ગણાય તે પણ તમારે કરવી પડશે. આ કર્યા સિવાય ચાલશેજ નહિ. જે મનુષ્ય મમતાથી મારીપાછળ ગાંડો થયોછે તે તો મૂર્ખ જેવોજ દેખાશે—એની વક્ર વર્તણુકોને લીધે લોકોમાં હાંસી ને ધિક્કાર ઉત્પન્ન થવાનો.

ત્યારે અમારે તેનું શું કરવું ?

મનુષ્યો તમારે સારૂ શું કહેછે તે વાત લેખવશો નહિ. પ્રભુ સિવાય ન્યાય કર-વાની બીજાને સત્તા નથી. અને જે જે મનુષ્યો ધિક્કારી કાઢશે તેના ઉપર લાભનો વરસાદ વરસાવીશ.

## ક્રાઇસ્ટ અને અન્યગુરુ.

હે પિતા, ક્રાઇસ્ટ, ચૈતન્ય વગેરે અન્ય ગુરૂઓને માન આપવાથી લોકો આસ્તિક

પુરૂષો ઉપર ગુસ્સે થાયછે અને તે મને સતાવેછે. તારા શિષ્યોએ આ મહાન પુરૂષો સાથે શી રીતે વર્તવું ?

કોઇ પણ સાધુ, પેગંબર, કે ભક્તનું વિરૂદ્ધ ટીકા કરી અપમાન ન કરવું એવો આસ્તિક મતનો એક સંપ્રદાય છે. જેઓને હું ચાહુંછું અને દુનિયાના મનુષ્યથી અધિક ગણુંછું તેઓને સાંસારિક ટીકાનો ક્ષત લાગી શકતો નથી.

ત્યારે શું અમારે ખરાખોટાનો ન્યાય ન કરવો ?

જેઓ મારા ઇષ્ટ ભક્તોનો ન્યાય કરેછે તેઓ તેમના પ્રેરકનું અપમાન કરેછે.

પણ તેઓ ભૂલથી ભરેલાછે.

તમારે તે બાબત નિર્ણય કરવાનો નથી; તમે એકઠા મળીને એમની વર્તણુક ઉપર ઠરાવ કરો એવો તેમને મોકલવાનો મારો ઉદ્દેશ નથી; તેમનામાં સારૂં હોય તે ગ્રહણ કરો ને માન આપો એટલોજ ફક્ત મારો હેતુ છે.

હે પ્રભુ, જેથી અમે તેમને ચાહીએ, અને તેમનામાં રહેલા તને પણ ચાહીએ એવી તેઓના જીવનની બૂજ જાણતાં શીખવ.

## ઉપદેશક.

અમારા ઉપદેશક પ્રત્યે અમારો સંબંધ કેવા પ્રકારનો છે તે ખુલાસાથી અને વિગતવાર જાણવાની અમારી ઇચ્છા છે. લોકો અમારે સારૂ ભાતભાતના ગુદ્દા ઊઠાવેછે; કેટલાક અમને પોપમતાનુયાયી કહેછે, અને કેટલાક અમને ગુલામ જેવા કહેછે. અમે કોણ છીએ તે અમને ખબર નથી. હે પિતા, તેઓની સાથે શી રીતે વર્તવું તે અમને કહે.

મેં નીમેલો નહોય એવો કોઇ પણ ઉપદેશક નથી. ધર્મના આગેવાનોને દીક્ષા આપનાર હું છું. તેટલામાટે મહત્કાર્ય કરવાને કોઈ સ્વર્ગમાંથી આવ્યો હોય તેની માફક તમારા ઉપદેશકની સાથે ચાલજો, તેના શબ્દો તમારે શ્રદ્ધાથી શ્રવણ કરવા અને તે તરફ વધારે માન દેખાડવું.

ત્યારે શું એ ભૂલ રહિત છે ? અને જો ભૂલ કરતો હોય તો તે અમારે ન ધિક્કારવો અને તોડી નાંખવો ? અને તેનામાં જે ખોટું અને અપવિત્ર હોય તેનાથી અમારે વેગળા ન રહેવું ?

તેની ખાનગી રહેણી સાથે પ્રભુને કશું લેવાદેવા નથી. જો તે ગેરખરાબ, અનિયમિત, સ્વાર્થી, લોભિયો, ક્રોધી, તર્કટી, અદેખો અને જૂઠો હોય તો, બેશક તમારે તેના દુર્ગુણોની નકલ ન કરવી. તેની તમામ ભૂલ અને અપવિત્રતાને માટે તેને આ દુનિયા તેમજ પરદુનિયામાં યોગ્ય ફળ મળશે. દરેક સાધારણ મનુષ્યની માફક તેનો પણ બારીક ન્યાય કરવામાં આવશે. અને તેનાં દુષ્ટ કૃત્યને સારૂ, લોકો તેમજ પરમેશ્વર પણ તેને ધિક્કારશે.

ત્યારે અમારે તેને માન શી રીતે આપવું ? જો અમે સ્વતંત્રતાથી તેના વિચારો અને કૃત્યો ઉપર ટીકા ચલાવીશું, તેનામાં જે જે ખોટું હોય તે, તેની ખરાબવાસના, વિચારો અને કૃત્યોને ધિક્કારીશું, તો અમે અન્ય મનુષ્યોને જેમ અમારા સરખા તથા

અમારાથી હલકા ગણીએ છીએ તેમ, અગર તેઓનામાં જે સારૂં હોય તે વખાણીએ છીએ અને ખોટું હોય તેની નિંદા કરીએ છીએ તેમ, તેની સાથે પણ ચાલીશું. અમે તેની સાથે આગેવાન અને ઉપદેશક તરીકે શી રીતે વર્તીએ ? પોપના ત્રાસમાંથી છ-ટકી જવાનો માર્ગ તેં અમને બતાવ્યોછે; પરંતુ જો અમે તેને એક સાધારણ મનુષ્યની માફક ગણીશું તો અમારાથી ઉપદેશકને ઘટતું માન આપી શકાશે નહિ, અને અમારા ધર્મના સાચા સુખનો અમને એકત્ર વિચાર પણ આવી શકશે નહિ, એવો ભય લાગેછે.

જ્યારે એ ઘેર હોય ત્યારે તમારામાંનો એ એક છે એમ ગણજો. પણ જ્યારે પ-દવિનિયુક્ત હોય ત્યારે તેમ નહિ વર્તવું. તેની અધિકાર તરીકે સત્તા જુદા પ્રકારની છે. જ્યારે એ તમારા ધર્મની ભૂખ ભાગેછે, અને તમારે સારૂ પ્રાર્થના કરેછે, તમારા ઉપદે-શકોની ટોળીઓની ગતિ ઉપર દેખરેખ રાખેછે. અને તમારા આત્માની સંશુદ્ધિને સારૂ અનેક પ્રકારની સેવા બજાવેછે, ત્યારે તમારે એને તમારા ઉપદેશક તરીકે પ્રણામ કરવો, અને સઘળા ભક્તસમાજે એની શિક્ષાનો અનુગ્રહ કરવો અને તે પ્રમાણે ચાલવું. કોઇ દુકાનની વ્યવસ્થા કરનાર તરીકે, અગર વ્યાપારની પેઢીના મુખ્ય મુનીમ તરીકે, જ્યાંસુધી સત્તાધારી હોય ત્યાંસુધી, તમામ નાના આડતીઆ ને ગુમાસ્તા તેમને માન આપેછે અને આધીન રહેછે, તેમ કરવાની તેમને ફરજ પાડવી. જ્યાંસુધી સત્તામાં હોય ત્યાંસુધી, દીક્ષા પામેલા ઉપદેશક તરીકે, ધર્મસમાજના દરેક મનુષ્યની વફાદારી ઉપર અ-ખત્યાર વાપરવો.

ત્યારે અમારે કયા કયા વિષયોમાં તેનાથી બોધ મેળવવો ?

આધુનિક આદેશની વૃદ્ધિ અને વિજયને લગતી તમામ બાબતોમાં, અદૃશ્ય પ્રભુ અને ભવિષ્યના મંદિરવિષે સારા સારા વિચાર કરવામાં, પૃથ્વીના સાધુ પુરૂષો અને પેગંબરોને માન આપવામાં અને ચહાવામાં, અન્તર્યામી પ્રભુની પ્રાર્થના કરવામાં અને સમાગમ કરવામાં, સાધુ વૃત્તિને સુધારાની સાથે મેળવી દેવામાં, શ્રદ્ધા અને તત્વજ્ઞાનને એકત્ર કરવામાં—આ બધાં હાલના આદેશના મુખ્ય મુખ્ય સિદ્ધાંતો છે, અને તત્સંબંધમાં તમારે ઉપદેશકને વાસ્તવિક આધીનતા આપવી. તે તમને મોટી સહાય કરશે.

ભવતુ ! પરંતુ આવા પ્રકારના સવાલોના મનમાનતા ખુલાસા એનાથી થતા નથી. તે સંબંધમાં એ જે કહેછે તે અમારાથી સમજી શકાતું નથી. જ્યાં આગળ અમે એનું બોલ્યું ન સમજીએ ત્યાં આગળ આંધળીઆં કરીને એ બોલે તે માનીએ ?

ના, આંધળીઆં કરીને નહિ, પણ શ્રદ્ધાપૂર્વક. પ્રતિદિન તમને સર્વ વસ્તુઓ સરળ અને ચોખ્ખી માલૂમ પડશે એવી આશા રાખજો અને માનજો. જો પરમાત્મા દરેક મનુષ્યને સમજાવે તો તે, બાકી બીજા કોઇની એટલી સત્તા નથી કે પ્રભુનું સત્ય ખુલા-સાવાર સમજાવે. તેટલા કારણથી એ કહે તે માનો, અને તમારી શ્રદ્ધામાં હું જ્ઞાનનો ઉમેરો કરીશ.

હે પ્રભુ, હવે ફક્ત એકજ સવાલ કરવો બાકી રહ્યોછે. ધાર કે એ અધિકારમાં છે, પરંતુ કોઈ અમુક અગત્યના વિષયમાં એ ભૂલ કરતો અમને જણાય, તોપણ એ ભૂલ કરેછે એવું ન બતાવવું અને તે રસ્તે ન ચાલે એવો યત્ન ન કરવો ?

આ ખાસ દાખલામાં વખતે તમે ભૂલ ખાતા હો અને એ ન ખાતા હોય તો કેમ ? આમ કરવાથી તમારા ઠપકાને લીધે મારી મરજી ઉલ્લંઘન કરવામાં અને મારૂં કહ્યું ન કરવામાં તમારા ઉપદેશકને ભોળવવાના જોખમમાં તમે પડશો; મારી આજ્ઞાના પ્રભાવને લીધે દુનિયાના વૈરભાવ, નિંદા અને લાલચોમાં સ્થિર ખડકની માફક ડગશે નહિ, અને ખરા આકીનથી મારી આજ્ઞા પ્રમાણે કરશે. જો તમારે કંઈપણ એના વિરૂદ્ધ કહેવું હોય તો મારી પાસે આવીને કહો. યાદ રાખજો કે તમારામાંના સર્વોપરી મનુષ્યની ખાતર મારી આજ્ઞાનું એ તલમાત્ર પણ ઉલ્લંઘન કરશે તો હું જોખમદાર તેને ગણીશ.

હે ઈશ્વર, તારી ઇચ્છા પ્રમાણે કરીશું.

હે પિતા, તારા નીમેલા ઉપદેશકોની સાથે ઘણી લાયકી અને વફાદારીથી ચાલનારા, આ ભૂમિ ઉપર આશરે વીશ પચીશજ આસ્તિક મનુષ્યો છીએ. અમારૂં સ્વતંત્રપણું કેટલે દરજ્જે તેમને અર્પણ કરવું અને કેટલે લગણ અમારે તેમના શિષ્ય અને અનુયાયીઓ માફક તેમનું દાસત્વ ભોગવવું, એ અમને કહે.

તે (સ્વતંત્રતારૂપી) પવિત્ર સત્તામાંથી તલમાત્ર પણ તેમને આપશો નહિ. તમારે હમેશા સ્વતંત્ર રહેવું, અને કોઈ કૃત્રિમ વસ્તુની આગળ મૂર્ખાઈભરેલા ભાવથી ડોકું ન નમાવવું. મનુષ્યના શિષ્ય અને તેમના અનુયાયી! તમે આવાં કંટાળો ઊપજાવનારાં વચનો મારી સમક્ષ વાપર્યા તે ઘણીજ આશ્ચર્યની વાત છે. તમે તેના શિષ્ય નથી પણ મારા છો; કોઈપણ મનુષ્યને તમારો જાણી નમશો નહિ, ને બીજી કોઇપણ માનુષી સત્તાની મારી સાથે બરોબરી કરશો નહિ.

ત્યારે શું અમારે તેને ગુરૂ તરીકે ન ગણવો ?

શું તેણે પોતે ગુરૂ છે એવું કોઈ દિવસ તમને કહ્યું અને તેની માફક આચરણ કર્યું? એણે નીચે પ્રમાણે તમને કોઈ દિવસ ભાષણ કર્યું ?–" શિષ્યો, મારા સિવાય મોક્ષ સંપાદન કરવાનો તમારે બીજો માર્ગ નથી."

ના, પ્રભુ: "આપણે બધા ભાઈઓ છીએ અને પાપી છીએ" એમ વારંવાર એ તો અમને કહેછે. એને તો પોતાની મુક્તિ પણ અમારી મારફત મળશે એમ લાગેછે.

ખરેખર તમે એના બંધુ છો. અને તમારા મિત્રમંડળની સેવા કરવાને મેં એક રાજ્યભક્ત તરીકે એને નીમ્યો છે. જો એ તમારી સેવા ન કરે, ને દાસને બદલે સ્વામી થવા માગે, તો એ મુઓ સમજવો. તમારા સેવાધર્મમાં એનો મોક્ષ છે.

જ્યારે તુંએ અમારો દાસ છે એમ કહેછે ત્યારે પાછો ઉપરી તરીકે ગણવો કે નહિ?

પ્રભુની દયાનાં કામ પાર પાડવાને કેટલીક અધિકારની સત્તા અને કંઈ હક્કો આપ્યા છે, તેટલીજ વખતે એ તમારો ઉપરી છે એમ માનવું. જેમ બીજા માણસોને કંઈ સુંપ્રત કરવામાં આવેછે તેમ એને પણ અમુક કામ સોંપ્યુંછે. આ સિવાય બીજો કશો ઉપરીપણાનો હક્ક એને નથી.

હે ઈશ્વર, શું અમારા કરતાં એ વધારે પવિત્ર અને ડાહ્યો નથી ?

બેશક નહિ. તમારામાંના કેટલાક એના કરતાં સારા, ડાહ્યા અને સાફ દિલના છે, કેટલાકમાં સાધુવૃત્તિ અને આત્માની દીનતા ઘણી છે, કેટલાક ઘણા પરોપકારી માલૂમ

પડેછે, અને એના કરતાં વધારે પવિત્ર ચાલવાળા પણ તમારામાંથી નીકળે એમ છે. મેં એની બાબત તમામ તપાસ કરીછે અને મને એ અપૂર્ણ માલૂમ પડયોછે. ખરેખર કેટલાક કહેવાતા "ગુરૂઓ" કરતાં કહેવાતા "શિષ્યો" પ્રભુપદની વધારે નિકટમાં હોય એમ જણાયછે. (મતલબ ગુરૂ કરતાં શિષ્ય સારા હોયછે).

ત્યારે સ્ખલિત મતિ અને ધર્મકાર્યમાં શિથિલ મનુષ્યને સ્વામિત્વ શાસારૂ આપ્યું? તેં જે હમણા કહ્યું તે મારી વિચારબુદ્ધિને અથડાવી પાડેછે. ત્યારે અમારે શું કરવું?

તમારા ધર્મોપદેશકો ઉપર દાસવત્ પ્રેમ રાખો અને માન આપો. હું તેઓનો ઠરાવ જાતે કરીશ. મારા કહેતાં લગણુ એના કહેલાં વચનો પ્રમાણે તમારે ચાલવું; તેથી વધારે અગાડી ન જવું.

હે પ્રભુ, ધર્મોપદેશકોને અમારામાં જે માનતા નથી તેઓની શી દશા થશે?

તેઓ સારા અને ભક્તજનો હશે તો તેમનું પરિત્રાણ થશે. પ્રભુ જ્યારે પોતાના રાજ્ય સારૂ ભરતી કરેછે ત્યારે થોડા માણસોને પોતાના મિત્રવર્ગમાંથી અને થોડાને કદ્દા શત્રુવર્ગમાંથી પસંદ કરેછે. મારા રાજ્યમાં આગળ પડેલાઓમાં મારી સામે થયેલા અને દુશ્મનાવટ બાંધી બેઠેલા જોશો.

ત્યારે અમારા ઉપદેશકોની વિરૂદ્ધ હોય તેની સાથે અમારે શીરીતે વર્તવું?

જેમ સારા મનુષ્યોને ચાહોછો અને માન આપોછો તેમ તેમને પણ કરો. અને શુભ કાર્યમાં તેમની સાથે સામિલ રહો. પણ જે. ખાસ કૃત્ય સારૂ તમને તથા તમારા આગેવાનને નક્કી કર્યોછે તેમાં તમારા બહારના શત્રુને દાખલ કરશો નહિ, અને જો કર્યા તો, મારા આદેશના બીગાડમાં બાકી રહેવાની નહિ અને મારૂં કર્મ અટકી પડશે. જેઓ ફક્ત વફાદારીથી અને નિશ્ચય સાથે એકત્ર કામ કરી શકે એવા હોય તેઓએ મારા અંતર મંદિરમાં ભ્રાતૃભાવ રાખી વર્તવું, કારણ કે મારો હેતુ મહત્કાર્ય પાર પાડવાનો છે. જેનો સ્વભાવ બંડખોર હશે અને જેઓ અડધા વફાદાર હશે તેઓને દાખલ કરવામાં આવશે નહિ. મારા મંદિરના ઊંડા ભાગમાં સાચા આસ્તિક ભક્તો અને દરેક ધર્મના કે પંથના સારા મનુષ્યોએ આવવું હોય તો આવો. સર્વને સમાન હક્ક છે. જે જે વસ્તુઓ, નિકટ સંબંધથી કે પરોક્ષ અસરથી, ગૂઢ ભક્તિ, દૃઢ શ્રદ્ધા, મદોન્મત્ત પ્રીતિ, ધર્મોત્સુક્ય, દીનતા અને સાધુવૃત્તિને હાનિકારક હોય તે ધિક્કાર સાથે તજી દેજો; મિત્ર અને શત્રુ ઉપર સમાન દયા રાખજો, પરંતુ મારો આદેશ સ્વચ્છ અને નિર્મળ રાખજો એટલું કામ હું તમને ગંભીરતાથી સોંપુંછું.

## ખોટાને સાચું માની લેવું.

હે પ્રભુ, આ દુનિયા ઉપર બનતા બનાવો સારૂ મનુષ્યો શાસારૂ નિરાશાથી વારંવાર બોલેછે અને લોક દ્વૈષીભાવ દેખાડેછે? જ્યાંસુધી તારૂં અસ્તિત્વ છે અને અમારી સાથે વસેછે ત્યાંસુધી ફીકરમંદ કે નિરાશીત થવાનું અમારે કંઈ કારણ નથી. તારી દયાભાવનામાં ઘોર અંધારૂં જોવું, એ અવિશ્વાસી જનનું કામ છે. હે પિતા, તું સારો છે, તું કેવળ ભલો છે, તું દયાળુ છે, તારી કૃપા અપરિમિત છે. શું તારે હાથે કોઈ દિવસ ખોટું થાય? જે દેખીતું દુઃખ હોયછે તેમાંથી પણ વખતે સારૂં નીકળેછે. થોડી વખત

અંધકાર દેખાયછે, પછી જો ! પ્રકાશ થઇ જાયછે. વૃદ્ધ પુરૂષો પોતાના લાંબા અનુભવને લીધે વિરૂદ્ધ મત ધરાવી, મારા તરૂણ વિશ્વાસને હઠાવવાનો પ્રયત્ન કરેછે; પરંતુ પૃથ્વી નિરંતર સુધરતી જાયછે એવું મારા મન ઉપર ઠસાવ, અને તારી પાલની શક્તિમાં મને મરતાં સૂધી વિશ્વાસ રહે એવું કર.

## हुं आटलो बधो सुखी शाथी ?

હું આટલો બધો સુખી અને આનંદી શાથી છું એનું કારણ મારા મિત્રો મને પૂછેછે; હે પ્રભુ, એ બાબત મેં વિચાર કરી જોયો; મને એમ લાગેછે કે તારી નિત્યોપાસના કરવાને લીધે મને બેહદ શક્તિ અને આનંદ ઊપજેછે; આ સિવાય મને બીજું કશુંએ કારણ સૂઝતું નથી. તંદુરસ્તી, સાંસારિક ચઢતી, ખુશામતીઆ દોસ્ત, ચળકતા ધનના ઢગલા અને પુસ્તકો, આમાંથી કોઈએ પણ મારા અન્તઃકરણમાં સુખનો ઉમેરો કર્યો નથી. નિત્યોપાસના કરવાથી અમૃત પ્રાપ્ત થાયછે; તે અમૃતમાં અનિર્વાચ્ય મધુરતા છે. સનાતન ભક્તિમાં નિરંતર આનંદ છે. હે ભલા ભગવાન, તારી સંગતમાં હું સુખી લાગુંછું. હે પિતા, મને વધારે શ્રદ્ધા અને આનંદ આપ.

## ईश्वरनी कृपा ने नियम.

નિરંતર નિયમને આધીન રહેવું એ ઘણું અનિષ્ટ અને કંટાળા ભરેલુંછે. હે મારા પ્રભુ, નિયમના બંધનને લગતાં દુઃખ અને કંટાળાથી મને મુક્ત કર. સર્વ શક્તિમાન પ્રભુ, નિયમની ગુંચ અને સ્વરૂપને આંધળીઆં કરીને માનવાની ટેવને બદલે સર્વ દેશ ને જાતના તારા શિષ્યોના મન ઉપર શ્રદ્ધાની નિયમ ઘડતી શક્તિ મૂક. હે પ્રેરણા કરનાર પ્રભુ, શ્રદ્ધા, ભક્તિ, પ્રીતિ, અને પ્રભુલોભના અખૂટ ઝરા મારા અન્તઃકરણમાં ઊઘાડ, કે તેથી નવા નિયમ અને નવું સત્ય નિરંતર ઊગી નીકળે અને વધ્યાં જાય.

## जुवानी अने घडपण.

યુવાવસ્થાને યોગ્ય ઉત્સાહ અને આસ્થા ભર્યો, હું હજી જુવાનીઓ છું. હે પ્રભુ, મારો કાળ આવ્યા પહેલાં મને વૃદ્ધ કર એવી મારી નમ્ર વિનંતિ છે. હું એંશી વર્ષનો વૃદ્ધ ખુશી સાથે થઈશ. તેટલું ઘડપણ આવવું તો અસંભવિત છે, પરંતુ જરા વિના વૃદ્ધત્વ આવી શકેછે. મારામાં ઉમરનું ભારેખમપણું, તેની સાથે ડહાપણ, અનુભવ, શ્રદ્ધા અને વિશ્વાસ આણ. જે જુવાનીઆમાં ફક્ત લોભ, વિષય અને સંસાર ઉપર અતિમમતા હોય તેનો નાશ કર, અને જેઓ આ બધી વસ્તુ મૃતવત્ માનેછે અને નિરંતર તારી પ્રીતિ અને આનંદમાં નિમગ્ન રહેછે એવા વૃદ્ધ ભક્તોમાંનો મને એક કર.

## सहकार्य कर्ता.

હે પ્રભુ, આ દુનિયા ઉપર તારાં બાળકો ઘણાં છે, પરંતુ તારા સહકાર્ય કર્તા થોડા છે. એક નાની નૌકામાં બેઠેલી આ ટોળી મોટા આટ્લાન્ટિક મહાસાગરનાં મોજાં ઉપર અહીંતહીં અથડાતી જણાયછે. તેઓ જાતિવિભક્ત છે અને તેમના ઉપર કોઈની કૃપા નથી. હે પ્રભુ, તારા સેવકોને મદદ કર, અને તારા કાર્યને સારૂ એકત્ર કર. તારા બાગના આ થોડા મજૂરોને આશ્રય, બળ અને પવિત્રતા આપ; અને તેમને હમેશા જય મેળવવામાં સહાયતા આપ.

## आर्य-स्त्री वर्ग.

હે ઈશ્વર, ભરતખંડની પુત્રીઓ ઊંચા કુળની છે. તેમની વર્તણુક ઘણી ઉત્કૃષ્ટ છે. હે પરમેશ્વર, તેમને આશીર્વાદ આપ. સાર્વજનિક સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરે એવા, પતિવ્રતાપણું, મર્યાદા, નમ્રતા, ને મધુરતા વગેરે ઉત્તમ ગુણો એમનામાં છે. હે પ્રભુ, તેં આર્ય દેશની સ્ત્રીઓને આવી બનાવી તેથી હું તારો ઉપકાર માનુંછું; પણ પવિત્ર ધર્મવિષયમાં તેઓ અંધારામાં છે તેટલા માટે મને ઘણી દિલગીરી છે. તેઓએ હજી તને સત્યસ્વરૂપ પરમાત્મા જાણી ભજ્યો નથી. અરે આ ઉત્તમ ગુણો સાથે સત્ય શ્રદ્ધાનાં શુભ ચિન્હો મિશ્ર થઇ જાય તો, મારી આર્ય ભગિની કેવી સુંદર અને સુશોભિત બને! હે તાત, તેમને દરેક વાતે સાચી કર; એમ થવાથી અમારા મોક્ષને અર્થે તેમને ચાહીશું અને માન આપીશું.

## जगत्नो न्याय दिवस.

હે પ્રભુ, જગત્નો ન્યાય દિવસ હજી આવનાર છે એમ લોકો મને કહેછે. હું તો આથી ઊલટુંજ માનુંછું. હે પ્રભુ, તારો ન્યાય ભવિષ્યકાળમાં થવાનો નથી, પણ આજકાલમાં થશે. આ વાત મને દરરોજ મનમાં આવેછે અને તેનો હું અનુભવ કરૂંછું. તું હમેશા મારી પાસેથી હિસાબ લેછે અને તારો ઠરાવ આપેછે. હે ઈશ્વર તું પાપી પુરૂષોનો ન્યાય અને શાસનકર્તા છું. તારી કચેરી કોઇ દિવસ બંધ રહેતી નથી. તું જ્યારે તારા પવિત્ર ન્યાયાસન ઉપર બેસે ત્યારે હું તારી સમક્ષ ધ્રુજું એવું કર, અને તારી કરેલી સજા ભોગવી હું સાફ અને પવિત્ર થાઉં, એવી તું કૃપા કરીને મને મતિ આપ.

## धैर्य.

હે પ્રભુ, અમે ઘણા વિવ્હળ મનોવૃત્તિના છીએ; તારા ધર્માર્થ પ્રાણત્યાગી પુત્રો તેવા નહોતા. દુનિયાના લોકોએ તેમને સતાવ્યા, તેઓના ઉપર ધૂળ નાંખી શરમના પોકાર પાડયા; આમ છતાં પણ તેઓ જરા વ્યાકુળ થયા નહિ અને પોતાનું કર્તવ્ય કર્મ કરવામાં મંડયાજ રહ્યા. હે મહા પ્રભુ, મિત્ર અને શત્રુના હુમલા ધૈર્યતાથી સહન કરાવ, અને લોકાપવાદથી ચ્હીડાઉં અને મિત્રના શત્રુભાવ કે સંતાપથી પીડાતો હઉં, તોપણ મારાં કર્તવ્ય કર્મોમાં એકરૂપ રહું એમ કર.

## मंदिरान्तः.

હે ઈશ્વર. કયાંસૂધી હું બહાર ઊભો ઊભો પ્રાર્થના કરૂં? હે પિતા, તારા ભંડારનું દ્વાર નહિ ઊઘાડે અને આ ક્ષુધાર્ત્તને સંતોષ નહિ પમાડે? જો તારી હા હોય તો, કયારે? હે પ્રભુ, મારા ઉપર દયા કર, અને તારા મંદિર બહાર મારે ઊભા રહેવું ન પડે એવી શક્તિ આપ. પ્રાર્થના કરવાની તેં મને સત્તા આપીછે તેને વાસ્તે હું તારો ઘણો આભાર માનું છું. પણ આના કરતાં, હે દયાળુ પિતા, હું હવે જે માગું તે આપ. મને અન્તઃપ્રવેશક કર, અને તારા અન્તઃપ્રદેશમાં જે સાધુ પુરૂષો બેઠા બેઠા તારા મહાન અને ગુપ્ત સમાગમનો લાભ લેછે તેમની સાથે મને બેસવા દે અને પૂજા કરવા દે. હે પાપ નિવારક પ્રભુ, કૃપા કરીને મને મંદિરાન્તઃપ્રવેશ કરવાની રજા આપ.

## स्वार्थ.

હે પરમેશ્વર, જ્યારે હું દુનિયામાં હતો ત્યારે સાંસારિક સ્વાર્થ ને માયામાં લપટાઈ ગયો હતો; હવે હું ધર્મના પ્રદેશમાં છું અને તેથી મને ધર્મનો સ્વાર્થ ચોંટયો છે. મારો

મુખ્ય હેતુ હવે, પવિત્રતા, શ્રદ્ધા અને સ્વાનંદ પ્રાપ્ત કરવાનો છે, મારે સારૂ સ્વર્ગનો રસ્તો મોકળો કરવાનો છે. મારે બીજા કોઇની દરકાર નથી. મારે તેમના કલ્યાણ સાથે કંઇ લાગતુંવળગતું નથી. તેઓનાં દુઃખને સારૂ હવે હું રૂદન કરતો નથી. જો હું મારી પ્રાર્થના સાચી રીતે કરીશ અને ધર્મ યથાવિધિ પાળીશ તો હું સુખી થઇશ. આ પૃથ્વી ઉપર હજારો નાસ્તિકો અને લંપટો મરી જાયછે, પણ મારા વજ્ર જેવા હૃદય ઉપર તેની કશી અસર થતી નથી. હે પ્રભુ, આ ધગધગતા સ્વાર્થભાવનું, તારી કૃપારૂપી વારિથી સાંત્વન કર, અને મારી આસપાસના વસનારા લોકો સાથે ભ્રાતૃયોગ્ય સ્નેહયુક્ત મમતાથી વર્તું એવી શક્તિ આપ.

## तारा पाडोशी उपर प्रेम राख.

હે પ્રભુ, જે મનુષ્ય પોતાના પાડોશી ઉપર પ્રેમ રાખતો નથી તેને તું તારા રાજ્યાસન આગળ પગ દેવા દેતો નથી, એ વાત શું ખરી છે? જો એ તને પ્રીતિ અને ભક્તિ અર્પણ કરતો અને તારા શુભ નામનું ઉત્સાહથી સ્તવન કરતો હોય તો એને તારી સેવામાં દાખલ નહિ કરે? મેં તો એવું સાંભળ્યું છે કે જેઓ પોતાના પાડોશીને ધિક્કારેછે અને ખરાબ રીતે વર્તેછે, તેઓ સારા હોય તોપણ તારો પ્રસાદ મેળવી શકતા નથી. હે ઈશ્વર, શું આ ખરૂં છે? જે પોતાના ભ્રાતાનું અહિત આચરેછે, અને તેને પીડા કરેછે, તેની પાસેથી "તાત"કહીને તને બોલાવવાની સત્તા તેં ખૂંચી લીધીછે! હે કૃપાળુ પિતા, સર્વેને તારાં બાળક જાણીને મને તેમને ઘણાં વાનાં કરતાં શીખવ. ભક્તિમાં હું જેમ વધું તેમ તેમના ઉપર પ્રેમ રાખવામાં અને તેમની ખાતર બરદાશ કરવામાં પણ પૂર્ણ થાઉં એમ કર. મારી સામે થયેલાને જો હું ક્ષમા નહિ કરૂં, તો મને તારી ક્ષમા કદી મળવાની નથી એવો મને કૃપા કરીને વિશ્વાસ આપ.

## शुं प्रीति एक जातनी नबळाई छे?

કોઈ પણ ઉપર પ્રીતિ કરવી એ એક જાતની નબળાઈ છે એમ લોકોનું કહેવું છે. કોઈ મનુષ્ય ઘણો સારો અને ભલો હોયછે તો લોકો તેનો લાભ લેછે. અને તેમ થવાથી બીજા ઉપરની પોતાની સત્તા અને અધિકાર ખુએછે. પણ જેઓમાં પ્રીતિ કરતાં સખ્તાઈનો ભાગ વધારે છે, અને એક મુક્કીને બદલે બીજી પાછી વાળેછે, તેઓ ઘણા શક્તિમાન છે, અને દુનિયા તેમના ત્રાસને લીધે તેમને આધીન રહેછે. હે ઈશ્વર, આ મતનું હું મારા મન સાથે સમાધાન કરી શકતો નથી, અને આ ભૂલ હમેશા હાનિકારક છે એમ મારા મનમાં આવ્યાંજ કરેછે. હે પ્રભુ, એવી તારી પાસે કઈ વસ્તુ છે કે જેથી તું શ્રેષ્ઠ કહેવાય છે? તારૂં નામ કોનાથી આટલું બધું શક્તિમાન થયું? હું કહુંછું "પ્રીતિથીજ". આમજ હોય તો પ્રીતિ રાખવી એ નબળાઈ નથી, પણ પૃથ્વી અને સ્વર્ગમાં મોટામાં મોટી શક્તિ છે. હે ઈશ્વર, તારો જે ક્ષમાગુણ છે તે અમને કૃપા કરીને શીખવ.

## जागृत मन.

હે ઇશ્વર, મારા મનને તીક્ષ્ણ કર; હું જ્યારે અવિહિત પંથે ચાલુંછું ત્યારે એ મને શાસારૂ ઠપકો નથી આપતું અને શાસન નથી કરતું? મારી વિષયવાસના ઉપર એ

શાસાર કરણ નથી બેસાડતું, અને અનિવાર્ય અધિકારથી દબાવી દેતું ? તે મને નરમ અને સુસ્ત લાગેછે. તે નિર્જીવ અને શક્તિરહિત છે. તેનું બોલવું શંકા ભરેલું છે અને મારી કર્તવ્યતા સંબંધી કશું જ્ઞાન આપે તેવું નથી. અરે મારી દુષ્ટ વાસના લાંચ આપી તેને પોતાની તરફ કરી લેછે, અને તેથી તેની હિમાયતી કરતું હોય એમ લાગેછે. હે પ્રભુ, મને ભ્રમણાંકિત ને દુર્બલ મનથી દૂર રાખ, અને તું મારા હૃદયમાં સદા કાળ વાસ કરજે.

## बाल्यावस्था ने मोटपण.

હે પ્રભુ, મોટપણ મને ગમે તે આપે તોપણ મારો શિશુભાવ અને મારી વિશ્વાસ કરવાની ટેવ કદી છોડું નહિ. હું ઉમરે આવતા ડહાપણ, સાવચેતી, ઉત્તમ પ્રકારના વિચાર અને શક્તિની કીમત સમજુંછું, પણ આમાંના એકેને બદલે હું મારો સ્વાભાવિક ખુશકારક સ્વભાવ, અને નાનપણની હળીમળી ચાલવાની ટેવ આપવાનો નથી. હે પિતા, જો હું શિશુ વયના સરળ સ્વભાવને વળગી રહીશ તો કદાચ લુચ્ચા માણસોના ફંદમાં ફસાઇ પડીશ, અને તેઓનાં કૃત્ય પાર પાડવાને સાધનભૂત થઈ પડીશ. ગમે તેમ હોય પણ મને તારા મંદિરમાં વત્સવત્ રાખ, કારણ કે મારા સાંભળવા પ્રમાણે તારૂં રાજ્ય આવાં બાળકોનું બનેલુંછે.

## प्रभुदया.

મારે સારૂ તેં જે કર્યુંછે, તેનું ઊંચે આસને બેશી વર્ણન કરૂં એવી, હે પ્રભુ, મારી ઇચ્છા છે; તારી દયા અપાર છે એમ હું માનુંછું એટલુંજ નહિ, પરંતુ મેં મારાં ચક્ષુવડે તેનું નિરીક્ષણ કર્યુંછે. તારી કૃપા મારા ઉપર નિરંતર ચાલી જાયછે; વખતે મને આશ્ચર્ય લાગેછે કે આમ કરવામાં તારો શો હેતુ હશે? તારી દયા અપરિમિત અને અમૂલ્ય છે; તે સંબંધી લોકો આગળ ચર્ચા કરવાનું મને ઘણું મન છે. તેં મને કેવી રીતે ખવડાવ્યુંછે, કેવી રીતે કપડાં લત્તાં પહેરાવ્યાંછે, મોટી આપદામાંથી છૂટવા કેવી મદદ કરી છે, ને મારાં દુઃખ નિવારણ કર્યાંછે? ભૂલાવા અને પાપ ઉપર વિજય મેળવવાનું તેં મને કેવું ગુપ્ત રીતે ડહાપણ આપ્યુંછે? હે ઇશ્વર, હું તારી દયાનો નાસ્તિકોને ઉપદેશ કરીને તેમાં તેમની શ્રદ્ધા બેસાડું એવી મારી મનકામના છે.

## प्रभु मारा कुटुंबनी संभाळ लेछे.

મારૂં શંકાયુક્ત મન વારંવાર એવો પ્રશ્ન કરેછે કે—"મારી પત્ની, અને પુત્રાદિનું પૂરૂં કોણ કરશે"? "તેની ફીકર ભલા ભગવાનને છે" એવો પ્રત્યેકવાર શ્રદ્ધા જવાબ આપેછે. તારા અખૂટ સુખનો ઉપભોગ હું મારી સાધુવૃત્તિને લીધે કરૂંછું એમ મને વિ-ચાર આવેછે, અને તારી પાલની અને કૃપાળુ શક્તિને લીધે તું હમેશા મને ખવડાવેછે અને મારૂં પાલનપોષણ કરેછે. પણ મારાં ભાર્યા છોકરાંને સારૂ મને એમ વિચાર આવેછે કે તેઓ તારી કૃપાછાયામાં નથી માટે તેઓને સારૂ મારે કંઈ ત્રેવડ કરવી જોઇએ; ધન દોલત અને દુનિયાના વૈભવને માટે તેટલા સારૂ મને કોઈ વખતે ઓછું આ-વેછે, ને મારી પાસે એ બધું હોત તો તો મારા આશ્રયગત પુરૂષો સુખશાતાથી રહેત, તેને માટે મન વલખાં મારેછે. હે પ્રભુ, તારી દુઃખ વિદારક કૃપા આપી, આવી શંકાનો નાશ કર. મારૂં મંદિર તારે આશ્રયે છે. મારાં કુટુંબનું પાલનપોષણ કરવાનું તેં માથે લીધુંછે. હું એમાંથી મુક્ત છું. હું તો તે સંબંધી વિચારજ નહિ કરૂં, પણ તારા ઉપર વિશ્વાસ રાખીશ.

## उद्धार.

મારામાં શ્રદ્ધા ન હોય તો, હે પ્રભુ, મારી પરોપકારબુદ્ધિ, મારૂં ભારે પ્રમાણિકપણું, ને મારી સાધુવૃત્તિ કશાં કામનાં નથી. આ બધાં મને મુક્તિદાયક નથી. શ્રદ્ધા કે ખરૂં આકીન એ અવશ્યની વસ્તુ છે. હું તને અને તારા આદેશને દૃઢતાથી અને મમતાથી જીંદગીની ભયંકર અવસ્થામાં પણ વળગી રહું, એવી શ્રદ્ધા આપ. જો હું વિષયી અને પાપી હોઉં તોપણ મારે નિરાશ થવાનું કારણ નથી, કારણ કે શ્રદ્ધાથી મારૂં શ્રેય થશે. જો ઘોર પાપી હઉં તોપણ મોતના ડાચામાંથી બચીશ કારણ કે ખરૂં આકીન, પાપી પુરૂષોનો બંધુ છે, અને તેજ મારૂં પરિત્રાણ કરશે. હે તારક પ્રભુ, આ પાપાત્મા પુનીત થાય એવી મોક્ષદાયિની શ્રદ્ધા મને આપ.

## गृहपवित्रता.

હે પ્રભુ, પતિ પત્ની વચ્ચે અગાઢ પ્રેમની આવશ્યકતા છે, અને એમ હોય ત્યારેજ ફક્ત તેઓનાથી સ્વકાર્ય શાંતિથી થાય, અને સ્વમંદિર પવિત્ર અને આનંદકારક કરી શકાય. જો તેઓ જુદે જુદે રસ્તે જશે અને તારા ધર્મકાર્યમાં એકત્ર નહિ રહે તો તે-ઓની વચ્ચે કુસંપ અને દિલગીરી રહેવાની અને પાપ અને ગભરાટમાં તેઓનાં બાળકો ઊછરવાનાં. તેટલા સારૂ નમ્રતાપૂર્વક હું તારી પ્રાર્થના કરૂંછું કે મારી પત્નીનું મન ફેરવી નાંખ, અને તેને દરેક શુભકાર્યમાં સહાયી કર, અને પવિત્ર ભૂમિના રસ્તા ઉપર મારો સોબતી કર. હું સહકુટુંબ તારી સેવા કરૂં અને અમારૂં ઘર તદ્દન તારૂં કરી દઉં તો, હે ઈશ્વર, હું કેવો ભાગ્યશાળી ?

## बाल्यावस्थानो विश्वास.

હે ઈશ્વર, મારા મિત્રો ભણ્યા તથા સમજ્યા વિના કશું પણ માનવાની ના કહેછે. તેઓ વિચાર બુદ્ધિથી માનવાનું ઈચ્છેછે. મને તો આથી સંતોષ વળતો નથી. આ ત્રાસદાયક મતથી હું કંપુંછું. કયમ અને ક્યાંથી એ બાબત પ્રશ્ન કર્યા વિના તારી ખાત્રી ઉપર માનવાની અને વિશ્વાસ રાખવાની મને ટેવ પાડ. જેઓ જોતા નથી પણ માનેછે, અને સમજતા નથી પણ વિશ્વાસ રાખેછે તેઓને ધન્ય છે. હુશિયાર વહેમીઓમાં મારી ગણત્રી ન થાય, પરંતુ તારા મંદિરમાં વિશ્વાસ કરતાં બાળકોમાં હું ગણાઉં એવી મારી ઈચ્છા છે. તારી તરફથી જે આવે તે માનવાનું મારૂં મન છે, કારણ કે તેથી કરીને વ-હેમમાં અને અવિશ્વસનીય આતુરતામાં મરી ન જાઉં.

## प्रेम पोतानोज बदलो छे.

હે પરમેશ્વર, બીજા પુરૂષો ઉપર વિશ્વાસ રાખીશ તો મને શું બદલો મળશે ? લોક કલ્યાણાર્થે, મારે તમામ સારી વસ્તુઓ, કીમતી માલમિલ્કત તજી દેવી જોઇએ, અને મારા સ્વાર્થ, આબરૂ, ધન અને આરોગ્યતાનું નુકશાન વેઠવું જોઈએ. જ્યારે આમ કર-વાથી હું દરિદ્રી અને દુ:ખી થઈશ, મારી ગેરઆબરૂ થશે, દુનિયા મને હશી કાઢશે અને સતાવશે ત્યારે આનો મને શો બદલો ? તું શું પ્રેમનો બદલો અફસોશી આપેછે ? નહિ, પિતા, સત્ય પ્રેમમાં અગાઢ અને અનિર્વાચ્ય આનંદ રહેલોછે. પ્રેમને પોતાનોજ બદ-

લો છે. જેઓ પરસ્પર પ્રેમ રાખેછે તેઓને સ્વર્ગ વધારે આઘું શોધવા જવું પડતું નથી; પણ પ્રેમમાંજ તેમને સ્વર્ગના સુખનો લાભ મળેછે. હે ઈશ્વર, મને આવો પ્રેમ આપ.

## हुं तेमने केवो चाहुंछुं !

હે પ્રભુ, તારા તમામ પેગંબરો અને ધર્મોપદેશકો પ્રત્યે વફાદાર થવાની મારી ઇચ્છા છે, અને તેઓના પગની રજને ચુંબન કરવાનું મન કરૂંછું. અરે મારા જીસસ, હું તને કેવો ચાહુંછું, કેવો પૂજુંછું અને કેવો છાતીસરસો ચાંપુંછું! મારા "પાલ" અને "સાક્રેટીસ," હું તેમને કેવા હૈયાના હાર માનુંછું! હે પિતા, મારો સ્નેહાંકિતભાવ, પર્વતોમાં ગુપ્ત રહી ઘોંઘાટ કરતા વહેળીઆની માફક ઊંડો અને ગુપ્ત કર. મારો ભાવ ઉપરચોટીઓ કે ડોળ ભરેલો નહિ હોવો જોઈએ. હે પ્રભુ, જેમ પતિ પત્ની ઉપર હેત માયા રાખેછે તેવીજ રીતે હું તેઓના ઉપર રાખું એવી મારી વાંછના છે.

## मारो ढोंग.

હે પ્રભુ, તારો સેવક ઘણા કાળથી તારી સેવા કરેછે. પણ હજી તેની મનશુદ્ધિ થઇ નથી. મારૂં અન્તઃકરણ મને વારંવાર એમ કહેછે કે હું ઢોંગી છું. હે મારા પ્રભુ, મારા વિચારો, મનોવૃત્તિયો, કામનાઓ અને આશાઓ મારી સ્થિતિને યોગ્ય નથી, અને મારી વર્તણુક મારા નામને છાજતી નથી. માણસો એમ કહેછે ખરા કે હું સારો છું. પણ મારૂં મન એમ જાણેછે અને ખાત્રી કરી કહેછે કે હું તેવો નથી. આમ હોય તો હું જગત્ અને તારી આગળ ખરેખરો ઢોંગી છું. હે કૃપાલુ પરમેશ્વર, આ દુષ્ટ ટેવને સમૂલથી ઉખેડી નાંખ અને જેવો હું કહેવાવા માગુંછું તેવીજ મારી વર્તણુક કર એવી મારી નમ્ર વિનંતિ છે.

## मारी भलाइ.

હે પિતા, હું ખરાબ છું, તથાપિ સારો પણ છું, કારણકે પ્રાર્થનાનિષ્ઠ છું. આ જગત્ ઉપર મારૂં કશુંએ નથી. અને હું દીનમાં પણ દીન મનુષ્ય પ્રાણી છું. આમ છતાં પણ મારી પાસે એક અમૂલ્ય રત્ન છે ને તેથી કરીને રાજાઓનાં કરતાં પણ ધનવાન છું. હે પ્રભુ, શ્રદ્ધા અને ભક્તિરૂપી દોલતથી હું ધનવાન નહિ કહેવાઉં? અને હું અલ્પપ્રાણી છું એવું ભાન મને છે, પરંતુ મારી પ્રાર્થના ખાતર, સારો માણસ જાણી મારા મસ્તક ઉપર તારો વરદાયી હસ્ત નહિ મૂકે? હું તારા ચરણસમીપ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં તો ખરેખર હું સારો છું. હે પિતા, આ ભલાઈ અને આ દોલતનું મને નિરંતર જતન કરવા દેજે અને તેમ કરવાથી હું ભાગ્યશાળી રહીશ.

## विषयभोग.

તરૂણ અને વૃદ્ધ પુરૂષો એટલા બધા વિષયાસક્ત થઇ ગયાછે કે તેઓ બદનામો-શીવાળાં ઘરમાં પેસતાં જરાપણ શંકા ખાતા કે લજવાતા નથી. હે પ્રભુ, જેઓએ મોતના મ્હોમાં જવાનો આ ટૂંકો રસ્તો પસંદ કર્યો છે, એવા ભ્રમિત અને ભાગ્યહીન પુરૂષોને તારી મોક્ષદાયિની કૃપાની ખરેખરી આવશ્યકતા છે. હે સર્વશક્તિમાન ત્રાતા, તેઓ જ્યારે રાત્રે રાંડના ઘરમાં મરવાને અને વિષયભોગ પૂરા કરવા જાય ત્યારે તું તેઓના

રસ્તામાં ઊભો રહે અને તેઓને વઢીને પાછા ઘેર હાંકી કાઢ. તેઓની ગળચી પકડ; અને મોટેથી ધમકી આપ કે, "હું અહીં છું, વેશ્યાને ત્યાં ન જઈશ." આથી તેઓ બીહીશે અને ધ્રુજશે અને અન્તે આ દુષ્ટ આદતો છોડી દેશે.

## स्वर्गदुंदुभि.

હે પ્રભુ, તારા આગમનની સૂચના કરતો ફરીથી મેં પડઘમનો અવાજ સાંભળ્યો; એ આનંદકારી નાદ હું ઘણા વખતથી સાંભળતો હતો અને આજ પાછો મારે કાને આવ્યો; આથી મારૂં હૃદય ઉછાળા મારેછે અને આનંદથી નૃત્ય કરેછે. વિશ્વાસુ અને શૂરવીર લડવૈયાની માફક હું રણભૂમિમાં જાઉં, તારા દુશ્મનોને નસાડી મૂકું અને જગતના રાયનો માર્ગ મોકળો કરૂં, એવું કર. હે પવિત્ર અને સમર્થ પ્રભુ, આવ અને તારા રાજ્યની સ્થાપના કર. તારૂં રાજ્ય આવેછે એ સત્ય છે. હા, પ્રભુનું રાજ્ય આવવાની તૈયારીમાં છે. હે ભલા ભગવાન, મારા હૃદયને ખુશીથી તે સમયને સારૂ તૈયાર કર.

## मारूं परित्राण शी रीते थशे.

મારે તારી સોબતનો વધારે લાભ ન લેવો, ને મારા આત્માની વૃદ્ધિ હવેથી ન થાય એવું, હે પ્રભુ, તેં શું નિર્માણ કર્યું ?

વત્સ, મારૂં મુખ નિહાળ, મારા હાસ્યથી તને આનંદ મળશે અને આશા પડશે. જા તારૂં પરિત્રાણ થશે.

## मारां बाळकोनुं सारूं कर.

હે પ્રભુ, મારે બાળકો છે, તેમને તારા આશીર્વાદની ઘણી જરૂર છે. જો મોટાં થઈ વાંકાં ચાલે, અપવિત્ર અને દુષ્ટ કર્મ કરવામાં તત્પર થાય, તો તેથી મારા નામને બટ્ટો લાગશે, મને દિલગીરી પેદા થશે, ને મારૂં મન ખેદ પામશે; પણ જો તેઓ પ્રમાણિકથાય, તારા ઉપર પ્રીતિ રાખે, તારી સેવા કરે, તો હું ખુશી થઈશ ને માન પામીશ અને મારા જીવનપર્યંત તેઓ મારી અમૂલ્ય દોલત થઈ પડશે. હે પ્રભુ, હું મારા સહકુટુંબ સહપરિવાર તારી સ્તુતિ કરૂં તો કેવો ભાગ્યશાળી ! મને અને મારાં બાળકોને તારી વાડીમાં સાથે કામ કરવા દે. આમ થવાથી તારી સેવા સાથે કરીશું ને ખુશી થઈશું. આથી અમને એકલું પૃથ્વી ઉપર સુખ થશે એટલુંજ નહિ. પણ સ્વર્ગમાંએ સુખની પ્રાપ્તિ થશે; હે ઈશ્વર, મારાં બાળ બચ્ચાંનું તું રક્ષણ કર એવી મારી નમ્રતાપૂર્વક પ્રાર્થના છે.

## मारी भीति.

હે પ્રભુ, મારા મિત્રો મને બ્હીકણ કહીને બોલાવેછે; અને તેઓ ખરૂં કહેતા હોય એમ મને લાગેછે. હું સંસાર અને સંસારી લોકોથી ઘણો ડરૂંછું. તેઓ મારી શ્રદ્ધા ને પવિત્રતાનો નાશ કરશે, અને મને વિષયી અને સ્વાર્થી બનાવી દેશે એવી મને હમેશા ભીતિ રહેછે. કદાચ તેઓ મારી પ્રાર્થનાના ઉત્સાહ અને તારા સમાગમની મીઠાશને લઇ લે તેટલા સારૂ દુનિયાથી દૂર રહેવાનું, અને મારા આત્માની કોટડીમાં ભરાઇ બેસવાનું માગુંછું. દુનિયા ત્યાં મને કનડશે નહિ અને સતાવશે નહિ.

## परोपकारबुद्धि.

હે મારા પિતા, પરોપકાર કરવાનો (પ્રથમ ને) સહેલો પાઠ હું ભૂલી ગયોછું. શું હું ગરીબ છું માટે મારાથી ધર્મદાન ન થાય ? મને બધાની સાથે ભલો થતો શીખવ.

સોના રૂપાના દાન કરતાં મનુષ્ય એક આંસુ પાડીને લોકને વધારે સુખ આપેછે. હું રડતા સાથે શાસારૂ નથી રડ્યો, અને પ્રીતિના સ્મિતથી વિશ્રામિતનો થાક ઓછો નથી કર્યો? ગરીબોને એક દયાનો શબ્દ પણ દાન આપ્યા બરોબર કહ્યો છે. હે મારા પ્રભુ, મારા જાતિ ભાઈઓ સાથે માયાળુ અન્તઃકરણવાળો થતાં મને શીખવ.

## મારાથી જીવન પર્યંત પ્રભુનો મહિમા ગવાય!

હે પ્રભુ, ઉમરે પહોંચ્યા પછી તારા સેવકને જીંદગીનું સાર્થક કરતાં શીખવ. તારી બક્ષિસો તારા મંદિરમાં વસનારા અગણિત મનુષ્યોને આપવાની શક્તિ આપ. હે ઈશ્વર, તેં જે જે આપ્યું છે તેમાં કશું હું ગુપ્ત રાખું નહિ, ભૂલી જાઉં નહિ ને ધિક્કારૂં નહિ, પણ ફક્ત તારા નામ અને મહિમાને લીધે, તારી સેવા નિમકહલાલીથી કરવામાં તેઓનો સારો ઉપયોગ કરૂં. હે પરમેશ્વર, જીંદગાની આપીને તેં અમારા ઉપર એક બોજો નાં-ખ્યો; મને તેમાં કર્તવ્ય કર્મો કરવા દે. હે પિતા, તારા કૃત્યને સારૂ તેનું રક્ષણ કર, અને તારી ભલમનસાઈ અને મહચ્છક્તિનાં સાક્ષીભૂત તરીકે તેનું જતન કર. મેં ઘણો કાળ ગુમાવ્યોછે. હવે જે અવશેષ રહ્યોછે તે તારી ભક્તિ કરવામાં ગાળું એમ કર.

## પ્રભુ સર્વ સારાં વાનાં કરેછે.

તું જે જે કરેછે તે મારા નિરંતર કલ્યાણાર્થે કરેછે, અને જે શ્રદ્ધા મારામાં પેશી ગઈ છે, તેજ ફક્ત, હે પ્રભુ, આ જીંદગીની આફતો અને એનની વેળાએ મને ટકાવી રાખે છે. જો મારા જીવનની દોરી બીજાના હાથમાં હોત તો હું વધારે આતુર રહેત. મારો પંડ, મારૂં કુટુંબ, મારા મિત્રો, મારો દેશ—આ તમામ તારા હસ્તક છે ત્યારે મારે શા-સારૂ ફીકર કરવી જોઈએ? જ્યાંસુધી તું અમારો પાલક છે ત્યાંસુધી અમે સહીસલામત છીએ; નિરંતર સંતોષી અને સુખી છીએ. જ્યાં લગણ તું સર્વનો ત્રાતા અને સહાયકર્તા છે ત્યાં લગણ અનિષ્ટ તારી પાસે આવી શકતું નથી. હે ભલા ભગવાન્, મને સંપૂર્ણ રીતે તારો કરી લે.

## એકલો પણ સુખી.

મારી પ્રથમની જગાએ મારા ઘણા મિત્રો મને વીંટલાઈને બેસતા; પણ અહીઆં તો ઘણા થોડા છે. હે પ્રભુ, આનું શું કારણ? હમણા જે દેશમાં હું વસુંછું તે ઘણો ગહ-ન છે; આથી ઘણાએ મારી સાથે આવવાની ના પાડી. નવી દુનિયાના વસનારામાં સ્વ-સુખ પરિત્યાગ ને શાંત સમાગમ ઘણો છે; અને અસલ દેશના લોકોના કરતાં ભ્રાતૃભાવ અને આનંદ વધારે છે. હે પ્રભુ, આ કારણને લીધે તેઓએ મને છોડી દીધો. બંધન-કારક કાયદા, (તારી તરફ) વફાદારી અને આધીનપણું તું સખ્તાઈથી પાળવાનું તેમને કહેછે; આ તેમને રૂચિકારક નથી. હે પિતા, મને આ ઉત્તમ દેશમાં રહેવા દે. સહુ મને તજી દેશે ને હું એકલવાયો લાગીશ તેની મને દરકાર નથી.

## સ્તુતિ અને નિંદા.

હું લુચ્ચો અને અપ્રમાણિક હઈશ તોપણ લોકો મારી ચાલ વખાણશે અને મિથ્યા સ્તુતિ કરી મને બગાડશે. હું ખરાબ હઈશ તોપણ દુનિયા મને ધિક્કારશે અને

ગાળો દઇને અને નિંદા કરીને મારી પવિત્રતાનો નાશ કરશે; તેટલા માટે દુનિયાના બોલવા ઉપર મારે વિશ્વાસ ન રાખવો એવો મેં નિશ્ચય કર્યોછે. તેની સ્તુતિ અને નિંદા સમાન રીતે ભૂલાવામાં નાંખે એવી અને હાનિકારક છે. હે ઈશ્વર, મને બદસલાહથી દૂર રાખ. હે પાલક, નિયંતા, મને તારી છાતી ઉપર પડી રહેવા દે.

## प्रभु मारा हैयानो हार.

હું મૂર્તિપૂજક નથી, પણ, હે પ્રભુ, એક મૂર્તિપૂજક મારાથી તારી ભક્તિ અને સુખકારક સમાગમમાં ચઢીઆતો થાય એવી મારી ઈચ્છા નથી. મેં લાકડાના તથા પથ્થરના દેવને પૂજવાનું છોડી દીધુંછે, પણ એની સાથે અતિશય પ્રીતિની મધુરતા શું છોડી દઉં ? મૂર્તિપૂજકને પોતાના દેવ પ્રત્યે પ્રાર્થના અને પવિત્રતાનો જે ઉત્સાહ લાગેછે તે શું મને ન લાગવો જોઈએ ? હે પ્રભુ, મને આથી દૂર રાખ. બહારથી જે ફેરફાર મારામાં થવાનો હોય તે થવા દે. પણ મૂર્તિપૂજક જે ઉત્સાહથી પોતાના દેવને જુએછે અને હૈયાના હાર માની પ્રીતિ કરેછે તે ઉત્સાહ મારી માનસિક જીંદગીને રાખવા દે. જે મૂર્તિની તેઓ પૂજા કરેછે તેના કરતાં તારૂં પ્રત્યક્ષ સ્વરૂપ મને વધારે પ્રિય થઈ પડે.

## श्रद्धानी दृढता.

હે પ્રભુ, નાનપણમાં મેં જે શ્રદ્ધાનું તારી સમક્ષ પણ લીધું હતું તે શું હું છોડી દઉં ? તેં મને બોલાવ્યો અને હું તારી પાસે આવ્યો, તેં મને ઉપદેશ કર્યો, મેં તારી આજ્ઞા ગ્રહણ કરી. હે પવિત્ર પરમેશ્વર, તે શ્રદ્ધાનો કંઈક અંશ મને ફાવતો નથી ને શું હવે મારાથી છોડી દેવાય ? શું હું નિરંતર તારા સત્ય સાથે બંધાયેલોછું, અને શ્રદ્ધા અને દૃઢતાથી તેને વળગી રહેવું અને જરાપણ આડા અવળા જવું નહિ એવી શું તારી ઈચ્છા છે ? મનુષ્યો ઉમરે મોટાં થાયછે તેમ તેમના નાની વયના વિચાર અને સિદ્ધાંતો ખસતા જાયછે એમ મારી આસપાસના લોકો બોલેછે. હે ઈશ્વર, તેમના આ બોલ ઉપર મને શક જાયછે. તારી સાથે એકવાર કરાર કર્યો કે મારાથી ફરાયજ નહિ એમ મને લાગેછે. તે પવિત્ર અને અપ્રવેષ્ટવ્ય લેખપત્ર અક્ષરશઃ પાળવાનું મારે બંધન છે. હું ધર્મત્યાગી ન થાઉં એવી, હે પ્રભુ, મને દૃઢતા અને શ્રદ્ધા આપ.

## आपणे प्रभुउपर शासारु प्रीति करवी ?

હે પ્રભુ, એવું તારામાં શું છે કે અમે બધા તને ચાહીએ છીએ ? તું અદૃષ્ટ પરમાત્મા છે. તારૂં નેત્રથી નિરીક્ષણ અને કર્ણથી શ્રવણ થતું નથી. આમ છતાં પણ, હે પિતા, તારા સેવકો તારૂં મુખ નિહાળવા ઈચ્છેછે, અને જેટલીવાર તારા વાસ્તે મનમાં વિચાર કરેછે તેટલીવાર ખુશી થાયછે. આમ થવાનું શું કારણ ? અમે સાધુ નથી; અમે તો પાપબુદ્ધિ છીએ; અમે પાપમાં બોળાયેલા છીએ; તોપણ તને માતૃ, પિતૃ કે સુહૃદ્વત્ ચાહીએ છીએ. પાપાત્મા પણ સામો થઈ ન શકે એવી, હે પરમાત્મા, તારી એવી કઇ ચમત્કારિક વસ્તુ રહેલીછે ? અમે તને ચાહીએ છીએ એનું કારણ અમને તેમ કરવું ગમે છે એમ નથી, પરંતુ તારી અપાર પ્રીતિથી અમે અંજાઇ જઈએ છીએ, અને તેથી અમને ફરજ પડેછે. હે પ્રભુ, અમારો પિતા વહાલો લાગે એવો અને માતા ઘણી ખૂબસુરત છે એવું અમને સદાકાળ ગાતાં શીખવ.

## जींदगी, एक धर्मपुस्तक.

મારી જીંદગી એક સુંદર અને સુશોભિત ધર્મપુસ્તક છે, અને તે જેમ જેમ વધારે વાંચુંછું તેમ તેમ વધારે ખુશી થાઉંછું. હે પ્રભુ, તે તારી કૃપાના કૃત્યની નોંધ રાખેછે, મને હુંશિયાર કરેછે અને સદ્ગુણની વૃદ્ધિ કરેછે. એ પુસ્તક મને એટલું બધું પ્રિય લાગેછે કે જ્યાંસુધી તે મારી આગળ પડેલું હોય ત્યાંસુધી બીજાં પુસ્તકો વાંચવા તરફ મારૂં મન ખેંચાતું નથી. તે ડહાપણ અને મધુર વચનોથી પરિપૂર્ણ છે. હે પ્રભુ, તારા દાસ સાથે તું બાળપણથી કેવો વર્ત્યોછે તેનો વિચાર કર. તેં મને જ્ઞાન, દોલત, સ્ત્રી, છોકરાં, વિશ્વાસુમિત્રો, અને સહકાર્યકર્તા, ઘર અને તેનું સુખ—આ બધું કેવું આપ્યુંછે ! અને વિપત્તિ અને જરૂરીઆતના સમયમાં સહાય કરી મારી વેદનાનાં આંસુ કેવાં લોહી નાંખ્યાં છે ! આ બધું સોનેરી અક્ષરથી મારી જીંદગીના પવિત્ર પુસ્તક ઉપર લખેલુંછે. દુનિયા તેને બંધનું બંધજ દેખેછે. તેમાં શું લખ્યુંછે તેનુંએ મને જ્ઞાન નથી. હે પ્રભુ, હું તે પુસ્તક ઘણું છાનું વાંચુંછું ને લાભ લઉંછું. હે ઇશ્વર, તેને સારૂ હું તારો નમ્રતાપૂર્વક આભાર માનુંછું.

## अमारी जातनो महिमा.

હે પ્રભુ, અમારી જાતનો મહિમા અમારામાં રહેલો નથી. પણ જેમને અમે સાધુ પુરૂષો અને ધર્મપ્રચારકો તરીકે માનીએ છીએ તેવા વડીલોના હાથમાં રહ્યોછે. મનુષ્યનું મોટું મન કેવી તરેહનું રહી શકે તે એમના ઉપરથી જણાશે. મનુષ્ય પોતે પોતાને કેટલો હલકો કરી શકે તે અમારા વિચાર અને કૃત્ય ઉપરથી જણાશે. પણ મનુષ્ય ઉચ્ચપદ કેવી રીતે પામી શકે તે તેમનાથી જણાશે. અમારામાં મનુષ્યસ્વભાવ હલકાં પ્રાણી માફક છેક તરસાળે જઈ બેઠોછે, ને તેઓનામાં દૈવિક પવિત્રતા અને ભલાઇની ટોચે બેઠેલો જણાયછે. હે પ્રભુ, તેટલા માટે તેના ઉપર પ્રીતિ કરવાદે અને વફાદાર થવાનું શીખવ. હે ઇશ્વિર, તેમના દાખલા જોઈને હું મારી શ્રદ્ધા અને આશામાં વૃદ્ધિ કરૂં અને મારૂં જીવન પુનીત કરૂં.

## तर्कबुद्धि अने श्रद्धा.

મારામાં તર્કબુદ્ધિ અને શ્રદ્ધા વચ્ચે મહાયુદ્ધ ચાલેછે તેથી, હે પ્રભુ, હું ઘણો વ્યાકુળ લાગુંછું. હે ઇશ્વર, આ બન્નેની વચ્ચે સમાધાન કરાવ અને મારામાં એકત્રપણું આણ. તેં મને એવું કહ્યું છે કે શ્રદ્ધાને રાજ્યપદ આપજે ને બુદ્ધિ તથા વિચારોને તેના આધીન કરી રાખજે. એક વખતે જ્યાં શ્રદ્ધા ગાદીનશીન થઇ ને તેનો અમલ ચાલવા માંડયો ત્યાં આગળ સલાહ અને શાંતિનો પાર પણ રહેશે નહિ. હે પ્રભુ, જો આમ હોય તો મારી તર્કબુદ્ધિ ને સમજણને દબાવી દે. આ બેને પવિત્ર શ્રદ્ધાની દાસી કરી રાખ. આમ થવાથી તે સદા એને તાબે રહેશે ને હુલ્લડ મચાવશે નહિ. હે અનાદ્યંત પ્રભુ, મને શ્રદ્ધાવાન કર; અને મને દેહની વડાઇ અને બુદ્ધિની મગરૂરતાથી મુક્ત કર.

## अन्तरनुं मंदिर.

જેવું શાંત અને અવ્યાકુલ હૃદય થવા મહાન યોગી પુરૂષોએ ઘણી મહેનત કરેલી તેવું મારૂં હૃદય થાય એવું કર. શાંત સમાગમ કરવાને માટે દુનિયામાંથી નાશીને તેઓ

ગુપ્ત પ્રદેશમાં જતા રહ્યા, અને એકનિષ્ઠા અને ઉપદેશથી તને શોધવા લાગ્યા. પણ હું તો દુનિયાની ફીકર ને લાલચોથી વીંટલાયેલો છું તેટલા માટે મારૂં મન એક બજાર જેવું છે. અહિયાં એકાન્તવાસનું સુખ અને ઐકાન્તિક સમાગમ મેળવવાની આશા રાખવી એ ફોગટ છે. હે પરમકૃપાળુ પિતા, ઠાલી ડોળ તથા સંતાપને દબાવી દેવાની અને તારી છાતી ઉપર શાંતિથી આશ્રય લેવાની શક્તિ આપ. મારે બજારૂ ધર્મ જોઈતો નથી, પણ શાંતિકારક એકાન્ત સ્થાનમાં તારી સાથે બોલાવે અને ધીમે ધીમે તને બોલતો શ્રવણ કરાવે એવો ધર્મ મને આપ.

## विपत्तिमां पण खुशी थाओ.

હે પ્રભુ, મને ખબર હતી કે આ બનશે. ત્યારે હું મારી શ્રદ્ધા અને વર્તણુક ફેરવી નાંખું? તેં જ્યારે પ્રથમ મને શ્રદ્ધાનો નિયમ લેવડાવ્યો ત્યારે સાફ કહ્યું હતું કે અદેખાઈ, ઈર્ષ્યા અને ભિન્ન ભિન્ન મતોને લીધે દુનિયાના લોકો મને સતાવશે. મારા શત્રુને ક્ષમા કરવી ને સદાકાલ તારી પાસે રહેવું એવી તેં હમેશા મને સૂચના આપેલીછે. મારે લોકની અપ્રીતિ અને વિરૂદ્ધ ભાવને સારૂ સંશય ભાવથી શાસારૂ ફર્યાદ કરવી જોઈએ; તથા મારી આસપાસ ઊઠેલા શત્રુના લશ્કર ઉપર અભ્રાતૃભાવ રાખીને શાસારૂ વૈર લેવા પ્રયત્ન કરવો જોઇએ ? આ જે દેખાયછે તે દુશ્મનાવટ નથી, પણ અન્તે મારી શ્રદ્ધાને વધારનાર અને દુનિયાને ફાયદાકારક છે. જેઓ સામાવાળીઆ કહેવાવા માગેછે તેઓ મારા શત્રુ નથી, અમે બધા બંધુ છીએ. તેમના ઉપર પ્રીતિભાવ રાખવાને હું બંધાયલોછું. હે પરમકૃપાળુ પરમેશ્વર, વિપત્તિના સમયમાં તારા ઉપર શ્રદ્ધા અને પ્રીતિ રાખવાની અને આનંદમાં રહેવાની મતિ આપ.

## प्रभुना विषयमां भक्तनुं पूर्ण ज्ञान.

દેવળમાં, મંદિરમાં, કે ઘરના દેવસ્થાનમાં, હે પ્રભુ, તારો સેવક તારા સંબંધમાં પૂર્ણ જ્ઞાન મેળવી શકતો નથી. ઘણા માણસોની સોબતમાં હું સ્વાભાવિક રીતે ગભરાઇ જાઉંછું અને કેટલાક પ્રસંગે પ્રકૃતિથી બહાર જતો રહુંછું. લોક મારેસારૂ શું બોલેછે તે વિચાર મને હેરાન કરેછે અને તેથી કરીને હું મારી પ્રાર્થના રીત મુજબ અને લોક પ્રિય કરવાનો યત્ન કરૂંછું; આમ થવાથી તારી એકલાની સાથે બેશી એકાંતમાં વાતચીત કરવાની મારી ઇચ્છા થાયછે. હું તને કહેવામાં કશું બાકી નહિ રાખું અને ગુપ્ત રાખીશ નહિ. હમેશા મારો તથા તારો એકાંતમાં સમાગમ થવો મુશ્કિલ છે, પણ જ્યારે હું મારા ઘરની અગાશી ઉપર, કોઈ જંગલની ઝાડીમાં, નદીના કિનારા ઉપર, અથવા કોઈ પુષ્કળ છાયાવાળા વૃક્ષ નીચે તને મળુંછું ત્યારે મને અત્યંત સુખ થાયછે. મને હું મારા શ્રેષ્ઠ મિત્રની પાસે હોઉં એવું લાગેછે; વધારે સુખી લાગવાનું કારણ એટલુંજ કે અહીઆં કોઈ પડખે રહી સાંભળનાર નથી તેથી મારાથી મનગમતું બોલાયછે. હે પ્રભુ, તારૂં સૌંદર્ય અવર્ણનીય છે; તું સર્વેનો ઈષ્ટ છે. તું દૃશ્ય નથી, પણ કલ્પિત છે એવું જે લોકો ધારેછે તેમને હું ઘણા ધિક્કારૂંછું. હે પિતા, તું સુંદર પ્રત્યક્ષ સ્વરૂપ છે. આકૃતિ નથી; પણ પવિત્રતા ને પ્રીતિનું બનેલું તારૂં વદન એટલું બધું સુંદર અને કોમળ છે કે મને મોહ પમાડેછે અને એટલું પુત્રભક્તિ ઊપજાવનારૂં છે, કે હું હર્ષનાં આંસુ પાડુંછું. હું વાર-

વાર તારી મુખાકૃતિ નિહાળુંછું અને ઘણો આનંદ પામુંછું. એવો કોણ છે કે પિતા કહીને તારી પાસે બેશી ખુશી ન થાય? ખરેખર તું કૃપાળુ અને આનંદકારી છે. હે પ્રભુ, તારા ઓઠ ઉપર જે મધુરસ્મિત દેખાયછે તે જ્યારે જ્યારે હું તને જોઉંછું ત્યારે મને હસાવે છે. તું પરમાત્મા છે, તારે હાથ, પગ, આંખ અને કાન નથી. આમ છતાં પણ તું કેવો સુંદર અને અપાર પ્રીતિમય પરમાત્મા છે!

મને લાગેછે કે મેં કંઇ અવાજ સાંભળ્યો! હા, તે અવાજ મારા પિતાનો હોય એમ મને લાગેછે. હે ભલા ભગવાન, ફરીથી બોલ, તું કહેછે તે મને સાંભળવા દે.

આ ભૂમિ ઉપર બીજા બધામાંથી મેં તને પસંદ કર્યોછે તેનું કારણ ફક્ત એટલુંજ કે તું મારો સાક્ષીભૂત થઇ પડે. તારી પાસે જે હોય તે મારી પાસે આણ; અને તારૂં સ્વાર્પણ મને કર. આમ કરીશ તોજ તારૂં કર્તવ્યકર્મ કરાશે અને તારાં કામમાં વિજય મેળવીશ. તારી દેહશુદ્ધિ થયા વિના તેનો ફેલાવો તારાથી થઈ શકશે નહિ. પહેલાં તારી જાત પવિત્ર કર.

તારી સલાહ ચોખ્ખી છે. મેં તે સાંભળી. પણ તારી આજ્ઞા પાળવાને મારે જોઈએ તેટલી શક્તિ કોણ આપશે?

મેં તને કહ્યું નથી કે જે માગશે તેને મળશે; જે બારણું ઠોકારશે તેને ઊઘાડવામાં આવશે?

તું પ્રાર્થના કર અને તારે જે જોઇશે તે મળશે.

ત્યારે શું હું નિરંતર પ્રાર્થના નથી કરતો?

ના, કરેછે. ત્યારે શું તારે જે જોઈએ તે મેં આપ્યું નથી?

હે પ્રભુ, તેં આપ્યું છે તેને માટે તારો આભાર માનુંછું. આથી પણ મારે તો વધારે જોઇએ છે. શું? તારી કૃપાની દોલત.

સાચા મનથી પ્રાર્થના કર; ને મારો સુખકર સમાગમ કર. અને પછી જો કે ક્ષણવારમાં સ્વર્ગનાં દ્વાર ઊઘડેછે કે નહિ?

હું તે પ્રમાણે કરીશ.

હે પિતા, હું તારે લીધે સંપૂર્ણ છું; તારી કૃપાને લીધે પુનીત થયોછું, અને તારા આનંદને લીધે ખુશી રહુંછું.

હે વત્સ, ઘણું સારૂં થયું કે તને તરતજ બદલો મળ્યો. હવે પછી તને આથી પણ ઊંચા સ્વર્ગમાં લઈ જઈશ.

## स्वदेशवर्तमान.

આશરે પચાસ વરસથી હું પરદેશ ભોગવુંછું. વખતે મારે સહકુટુંબ નાના તંબુમાં રહેવું પડેછે, ને કેટલેક પ્રસંગે મારા મિત્રોની સાથે ઠેકાણે ઠેકાણે રખડવું પડેછે. મેં પુષ્કળ જોયું છે; મેં દેશદેશની ગમત અને મજા સંપૂર્ણ રીતે ભોગવીછે. હું આ દૂર દેશમાં થાકેલો લાગુંછું; અને પરદેશીઓમાં મને કંઇ આનંદ થતો નથી. હે પ્રભુ, તારા મંદિરના કંઈ સમાચાર કહે. તે જાણવા સારૂ મારૂં મન વલખાં મારેછે. હે ભલા ભગવાન, હવે વાર ન કરીશ. આ વિશ્રાંતિ પામેલા અને પરદેશવાસીને પ્રિય સ્વદેશના ચાલતા વર્ત-

માન કહે. પ્રથમ તો તારા પ્રિય પુત્ર, મારા પૂજનિક શુભકર્તા, અને જેના શિ
વિજયનો તાજ મૂક્યોછે તે જીસસના શા ખબર છે તે કહે. હાલ તે ક્યાં અને પૂ
છે? તે શું કરેછે? હે વહાલા જીસસ, તું શું આ દુનિયાના તારા શિષ્યો વાસ્તે કા
રાખેછે અને વારંવાર પ્રભુની આગળ તેમને માટે બોલેછે? હે પ્રભુ, આ બાબત
શું કહેછે તે મને કહે. તે તારી પાસે કેમ બેસેછે? શી વાત કરેછે અને તારી સાથે
સ્વર્ગમાં કેવા પ્રકારનો સમાગમ રાખેછે તે મને કહે. હું જાણું છું કે તે તારા આનંદમાં
નિમગ્ન થયેલો હશે. તેના વિગતવાર સમાચાર જાણવાની મારી ખુશી ઘણી છે, કારણ કે
હું તેને ઘણોજ ચાહુંછું ને માન આપુંછું. સ્વર્ગમાં તેની જીંદગીના બનતા બનાવો મને
કહીશ તો હું ઘણોજ ખુશી થઇશ. વળી તારે ત્યાં એક બીજો ઉપદેશક છે તેને પણ હું
માન આપુંછું. તે પવિત્રાત્માના પણ મને સમાચાર કહે. મારો ઇષ્ટ બંધુ અને ભલો
ચૈતન્ય ક્યાં છે? કદાચ તે ખુશીથી તારા પાદની રજ ચાટતો હશે અગર તારી પ્રીતિમાં
ડૂબ્યો હશે. શું પ્રભુ મારા આ તર્ક ખરા છે? સ્વર્ગના બાગમાં એકત્ર થઈ ભક્તિ
કરવાની તારા ભક્તોને કેવી મજા પડતી હશે! ને નાનાં નાનાં કુટુંબો તારી સમીપ બેસ-
વામાં કેટલાં ભાગ્યશાળી! આ બાલક સાધુઓ તારી સાથે શી રીતે રમેછે ને દોડેછે!
અરે તે આનંદકારી અલ્પાત્મા, સુંદર અને મોહદાયક પરમાત્મા, હું તેમને કેવા ચાહુંછું!
સ્વર્ગમાં તેમની ગમત કેવા પ્રકારની છે તે કહે. પેલા પૂજનિક સાધુઓઃ— કનફ્યુશિય-
સ, મોઝીઝ, સાક્રેટીસ, શુકદેવ અને જનક શું કરેછે? તારા નામની સ્તુતિ કરવા તેઓ
કોઈ દિવસ એકઠા મળેછે? વળી તારા મંદિરની આસપાસ સુજ્ઞ પુરૂષોએ પ્રીતિ અને
ભક્તિનાં ઊગાવેલાં વૃક્ષ, ફૂલ, ફળ, નાની લતાઓની શી ખબર છે? અને કેવળ વારંવાર
સુખના પ્રવાહ મોકલતા તારા રાજ્યાસન આગળ આવી રહેલા પ્રેરણાના ઝરાની શી દશા
છે? હે પ્રભુ તું સુંદર છે તેથી તારૂં મંદિર અને તેમાં વસનારાં તથા સર્વ વસ્તુ પણ સુંદર
છે. મારાં માતપિતા, બંધુભગિની, તારી પાસે છે તે મને ઘણાં વહાલાં છે, તેથી તેમના
વર્તમાન મને સાંભળવાં ઘણાં ગમેછે. હે પ્રભુ, વારંવાર મને તે સ્વદેશના વર્તમાન કહેતો
રહે, કારણ કે તેમ કરવાથી દૂર દેશમાં કાર્યકર્તા તારા પુત્રને આનંદ મળે અને ઉદ્યમ થાય.
હું તે સુખની આશા રાખી બેઠોછું. આ ક્ષણભંગુર દુનિયાની અસારતાનાં મને સ્વપ્નાં ન
આવે, પણ એક આસ્તિક ભક્તની માફક મારા વડીલોનું દૂર દેશસ્થ ગૃહ જોઉં અને
તે બાબત વિચાર કરૂં. હે પિતા, બોલ, ફરીથી બોલ, એકવાર ફરીથી આપણા ઘરના
સમાચાર કહે.

ધન્ય છે વત્સ, ધન્ય છે તારાં વચનોને, આજથી તારૂં ભલું થશે. બહુ સારૂં કર્યું કે
તેં કાયાસંબંધી વિચારો કાઢી નાંખ્યા ને ઘર તરફ નજર કરી. તેં જે જે મહાત્માઓનાં
નામ લીધાં તે બધા સ્વર્ગમાં ક્ષેમ કુશળ છે, અને પુષ્કળ સુખાનુભવ કરેછે. તેઓ મારે
લીધે અત્યંત સુખી છે ને હું તેમના સમાગમને લીધે સુખી છું. અમારૂં કુટુંબ હમણા ઘ-
ણુંજ સુખીયું છે.

## मारो स्वामी कोण ?

હે પ્રભુ, મારે એટલા બધા સ્વામી છે કે હું ઘણો ગભરાઈ જાઉંછું અને કોની આજ્ઞા
પ્રમાણે ચાલું તેની સુઝ પડતી નથી. એકને રાજી રાખવા જાઉંછું તો બચીત બી-

.હું લાગેછે. એકની સલાહ પ્રમાણે ચાલુંછું તો બીજાની આજ્ઞાનો ભંગ ક-
તેઈએ. મારે સલાહ મસલતીઆ ઘણા છે. હે પ્રભુ, મારે મારી મરજી પ્રમાણે ચાલ-
.ા ટેવ છોડી દેવી જોઈએ, ને મારે તેમને સંપૂર્ણ રીતે આધીન થઈ તેમના વિચાર
.માણે કરવું જોઈએ, એવી તેઓ વારંવાર મને બોહોસ કરેછે. તેઓ ખુશીથી મને
કચરી નાંખશે અને મારીપાસે જે કંઈ હશે તે છીનવી લેશે. તેઓ મારીપાસે સ્વતંત્રતા
બિલકુલ રહેવા દેશે નહિ, પણ ગુલામની માફક તેમના પગ આગળ સાંકળથી બાંધશે.
મારાં સઘળાં કર્તવ્ય કર્મોમાં, ધંધામાં અને આજીવિકા મેળવવામાં મારે તેમની સલાહ
પ્રમાણે ચાલવું એટલુંજ નહિ, પરંતુ, મારો અભ્યાસ ને પ્રાર્થના, મારી શ્રદ્ધા અને મત,
મારી રસમો ને આશાઓ, આ તમામમાં તેમની સલાહ પ્રમાણે મારે નિયંત્રિત રહેવું જો-
ઇએ. હું વ્યાકુલ થઈ જાઉંછું, અને મારા પરિત્રાણાર્થે તું આવ એવી મારી નમ્ર વિનંતિ છે.

તારો સ્વામી એકજ છે; તારો પ્રભુ ને ત્રાતા પણ તેજ છે. હું એકલોજ ફક્ત તને
સલાહ આપુંછું, તે પ્રમાણે ચાલજે. બીજા કોઈની આગળ માથું નમાવીશ નહિ. જે
અન્ય સ્વામીને કબૂલ કરે તે મૂર્તિપૂજક અને ઢોંગી છે, તેને તેની મૂર્તિપૂજા અને નઠારાં
કૃત્ય બદલ સજા થશે. તારી દેહ તું મને સ્વાર્પણ કર, હું તારો સાચો મિત્ર છું, તારો
પ્રીતિમય પિતા છું, હુંજ તને મોક્ષ માર્ગે લઈ જઈશ.

પણ લોકોના કહેવા પ્રમાણે મારા હૃદય ઉપર કોતરેલા સદ્ગુણના સાધારણ નિયમો
પ્રમાણે તું મને ચાલવાનું કહી શકેછે. તારા પ્રસિદ્ધ કરેલા નીતિશાસ્ત્રના સાધારણ
નિયમો છે, જેવા કે સત્ય, પરોપકારવૃત્તિ, ઉપકાર માનવો, અને ક્ષમાગુણ. આ સિવાય
મનુષ્યે કઈ તરેહની રહેણી રાખવી તેના નિયમો તું આપતો નથી એવો લોકમત છે.

અવિશ્વાસુ દુનિયાને ફાવે તેમ બોલે; મારા ભક્તો તે હસી કાઢશે; અને આ દુષ્ટ
અને શંકાપૂર્ણ કલ્પનાની વિરૂદ્ધ થશે. હું મારાં બાળકોને દરેક વખતે અને દરેક બાબતમાં
દોરૂંછું. જો તેઓ મને સંપૂર્ણ રીતે શરણ થાયછે તો, તેમના આતુરાત્માના દરેક પ્રશ્નનો જ-
વાબ દઉંછું અને તેમને ભવિષ્યમાં શી રીતે ચાલવું તે બાબત સંપૂર્ણ રીતે જ્ઞાન આપુંછું. હે
વત્સ, મેં આ તને વારંવાર નથી કહ્યું? મેં બીજા આસ્તિક ભક્તોને પણ નથી કહ્યું?

જ્યારે પ્રાર્થનાપૂર્વક ને નમ્રતાથી તારા ઉપર વિશ્વાસ રાખુંછું, ત્યારે તું મારા હૃદય
વાટે મને ધીમે ધીમે કંઈ કહેતો હોય એવું અનુભવથી મને જણાયછે. પણ બીજી વખતે
મને એમ લાગેછે કે હું મારા પોતાના અભિપ્રાય પ્રમાણે ચાલુંછું; અને મારે શી રીતે
ચાલવું તે બાબત સારીપેઠે વિચાર કરવાનું, બીજા માણસોને પૂછવાનું અને વિવિધ પુ-
સ્તકો જોવાનું મન થાયછે.

મારાં બાળકો વખતે મારો અવાજ ન સાંભળતાં હોય તો તે ઉપરથી તેમણે
એમ અનુમાન ન કરવું કે મેં તેમનો ત્યાગ કર્યોછે, કે તેમને વધારે શીખવવાનું બંધ કર્યુંછે;
પણ ખરૂં કારણ તો એ છે કે તઓ મારી સલાહને સારૂ પ્રાર્થના નથી કરતાં. જેઓ
ફક્ત મારી પાસેથી શીખવાની ઇચ્છા રાખતા હશે તેમને મદદ કરવાને હું હમેશા તત્પ-
ર છું; જેઓ અપૂર્ણ શ્રદ્ધાન્વિત છે તેઓ, અગત્યની બાબતોમાં ફક્ત જોવા લાયક નીતિ-
શાસ્ત્રના પુસ્તકની માફક, મને ગણેછે; પણ પરિપૂર્ણ શ્રદ્ધાવાળાને મન હું પ્રેરણાબુદ્ધિ છું.
તેમની જીંદગીની, ધર્મસંબંધી, વ્યવહારિક, રાજ્યપ્રકરણી, અને સંસારિક—તમામ બાબ-

તોમાં હું તેમને ધીમે ધીમે દોરૂંછું. તે પ્રમાણે તેઓ ચાલેછે. તેઓ મને પૂ ભોજન કરતા નથી, તેઓ વાંચતા નથી, ચાલતા નથી, ને મારી આજ્ઞાવિના લેતા નથી અને ગમત કરતા નથી. તેઓ મારા છે અને મારી પ્રેરણાબુદ્ધિવડે અને મોક્ષમાર્ગે દોરાય છે. માગીશ નહિ, વિચાર કરીશ નહિ, પણ હે વત્સ, માર પર સંપૂર્ણ વિશ્વાસ રાખજે; અને મારૂં ધર્મશાસ્ત્ર અને મારી પ્રેરણાબુદ્ધિ તારી દેહ વાસ કરતાં જોઈશ.

## છાનુંમાનું જોઈ લેવું.

હે પ્રભુ, તે દિવસે જે મેં કર્યુંછે તે બાબત તું મને ઠપકો આપીશ કે શુભ બદલો આ. પીશ તેની મને સમજણ પડતી નથી—પણ મેં શું કર્યુંછે તે મારે તને નિવેદન કરવું જોઈએ- મારામાં બે મોટી ખોડ છે તે તું સર્વ જ્ઞાતા પ્રભુ જાણેછે. એક તો મારે બધું જાણવું જોઈએ, અને બીજું, મારે મોટા વિષયોનું ચિંતન કરવામાં નિમગ્ન રહેવું જોઇએ. આવી મનોવૃત્તિ અને વિચારોથી ઉશ્કેરાઇને હું વારંવાર અગાશી ઉપર જઈને જોઉંછું કે તારા ઇષ્ટ સાધુ ભક્તો શું કરેછે. હું પંડે સાધુ ન હોવાને લીધે એ પવિત્ર ધામ ને મુખ્ય દરવાજેથી મને કોઈ પેસવા દેતું નથી. આમ થવાથી મારે ધ્યાનની પાંખો ઉપર બેસવું પડયું અને ઘણા ઉચ્ચ પ્રદેશમાં ચઢી શક્યો; હે પરમાત્મા, ત્યાં આગળ, દેશ અને કાળની સીમા પણ ઓળંગી અગાડી ગયોછું અને અનાદ્યંતના પ્રદેશમાં પહોચ્યોછું, એવું મને લાગ્યું. તત્ક્ષણ સાધુ પુરૂષોનું એક જૂથ મારી તરફ વળ્યું તેમાં જે બે ઊંચા પરમાત્મા મારી નજરે પડયા તેમને મેં એકદમ ઓળખી કાઢયા. હે પિતા, તારા મંદિરમાં જીસસ અને નદીઆના પેગંબરને જોડે ભોજન કરતા જોઈ હું કેવો રાજી થયોછું ! તેમનો ખોરાક તારા ભંડારમાંથી ઉમદામાં ઉમદા પદાર્થનો બનેલો હતો;—પ્રીતિ, પવિત્રતા અને પુષ્કલાનંદ. તેઓ એક બીજાને ભેટીને ખુશીથી નૃત્ય કરવા લાગ્યા, અને તારી પ્રીતિરૂપી અમૃતનું વારંવાર પાન કર્યું; અને આખરે સત્ય પર- માનંદમાં એટલા બધા પડયા કે બેભાન થઈ ગયા, ને તેં તારે હાથે તેમને ઊંચકીને છાતી- સરસા દાબ્યા. હે મારા પ્રભુ, આ દેખાવથી હું ઘણોજ ખુશી થયો અને આવા મનો- રંજક અને મોહદાયક દેખાવમાંથી પાછા આવવાનું મન પણ ન થયું. હે પરમેશ્વર, તે ધર્મોપદેશકોને આશીર્વાદ દે; અને તે પવિત્રાત્મા સ્વર્ગના ધામમાં રહ્યા રહ્યા મારે અને મારા નિકટ સંબંધીઓને સારૂ શિક્ષણીય ગુણ મોકલે એવી કૃપા કર.

**ૐ शांतिः शांतिः शांतिः ॥**

**समाप्तं.**